શ્રી સુરત અઠ્ઠાવિશી મોઢ બ્રાહ્મણ

વિદ્યોત્તેજક સભા પ્રકાશિત

શ્રી

# સાવિત્રી ચરિત્ર.

( પદ્યાત્મક. )

तीर्थेभ्यो ह्यधिका गंगा गंगाया अधिका गया
गयाया अधिका ज्ञाति ज्ञातिगङ्गे नमोस्तुते ॥

સર્વ તીર્થોમાં ગંગા અધિક છે. ગયા ગંગાથી
અધિક છે, ને જ્ઞાતિ તો ગયાથી પણ
અધિક છે એવી જે જ્ઞાતિરુપી ગંગા
તેને મારા પ્રણામ છે.

વિના મૂલ્યે વિતરણ.

# જ્ઞાતિસેવા.

( શિખરિણી. )

અરે ! આ સંસારે,
  સફળ તુજ ફેરો કદિ ચહે,
અરે ! જો કો કાળે,
  જનની શ્રમને તું મન લહે;
અરે ! જો ઇચ્છે તું,
  જીવ ! ઉદ્ધરવા કો હિ અહીંથી,
લઇ લેને લ્હાવો,
  સ્વજનહિતનો શુદ્ધ મનથી.—૧

નથી લક્ષ્મી સ્થાયી,
  મમત શિદને ફોકટ કરે ?
નહીં જો ખર્ચાઇ.
  કદિ જનહિતાર્થે તુજ કરે,
વહી જાશે કાળે,
  ચલિત સઘળું શું કહું કથી ?
લઇ લેને લ્હાવો,
  સ્વજનહિતનો શુદ્ધ મનથી.—૨

ચઢી મોટે હોદ્દે,
  અરર જીવડા ફોકટ ફુલે !
અમલ્દારી કેફે,
  ખચિત ખરૂં કર્તવ્યજ ભુલે;
ત્યજી દે ઓ ઘેલા !
  સુખદપદનો ગર્વ જમથી,

શ્રી

# સાવિત્રી ચરિત્ર.

( પદ્યાત્મક. )

કર્તા

મણિશંકર નાગેશ્વર ભટ્ટ કછોલીકર.



[દ્વિતીયાવૃત્તિ ] શકે ૧૮૪૫. [ પ્રત ૨૦૦૦.

શ્રીયુત રામચંદ્ર વિજયરામ ભટ્ટ ગણદેવીકરે
પોતાની પુત્રી ચિ. બ્હેન ભાનુમતીના લગ્ન
પ્રસંગે સ્વજ્ઞાતિમાં લ્હાણી કરવા માટે
શ્રી સુ. બ્ર. મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક
સભા મારફત
આ પુસ્તક પ્રકટ કર્યું છે.

અમૂલ્ય.

મુદ્રકઃ—

પ્રભાશંકર જયશંકર પાઠક.

પુરંદરે પાઠક પ્રીંટીંગ પ્રેસ,

૩ ઠાકોરદ્વારરોડ-મુંબઇ.





પ્રકાશકઃ—

ગિરિજાશંકર મણિશંકર ભટ્ટ સુરતકર.

પ્રમુખ—શ્રી સુ. અ. મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભા.

ગીરગામ મોરારજી ગોકુળદાસ ચાળ મુંબઇ. ૪

## વેદમૂર્તિ શુકલ ઉત્તમરામ કુશળરામ

નિવાસસ્થાન ગણદેવી.



| જન્મ | અવસાન |
| --- | --- |
| સં. ૧૯૧૨ પો. શુ. ૧૩. | સં. ૧૯૫૩ જેષ્ઠ શુ. ૬. |

શ્રી. ન્યુ. અ. મો. બ્રા. વિ. સભા પ્રકાશિત સાવિત્રી ચરીત.

A 3342 Lakshmi Art, Bombay, 8



# અર્પણ પત્રિકા.



પોતાના પરમ પૂજ્ય કૈ૦ માતુલ ઉત્તમરામ કુશળરામ

શુકલ ગણુદેવિકરના અમર આત્માને આ પુસ્તક

તેઓની અપરિમિત કૃપાનું પાત્ર બનેલા

તેઓના સદાના ઋણી ભાગિનેય

રામચંદ્ર વિજયરામ ભટ્ટ તરફથી

અતીવ આદર તથા આભાર

દર્શાવવા અર્પણ

થાય છે.

પ્રકાશક.

# પ્રકાશકના બે બોલ.



આ કાવ્યના કર્તાનો આ લખનાર સાથ સ્નેહસંબંધ હોવાના કારણે તેઓએ આ કાવ્ય લખી પ્રથમ જ મારા અભિપ્રાયાર્થે જ્યારે મને મોકલેલું ત્યારે ભાગ્યે જ અમોએ ધાર્યું હતું કે સુરત અઠ્ઠાવિશીના પ્રત્યેક મોઢ બ્રાહ્મણના ઘરમાં આ કાવ્ય જઈ શકશે ! પ્રભુની કળા અકળ છે, તેનું આ પ્રત્યક્ષ ઉદાહરણ છે !

મને આ કાવ્ય તે વેળાએ જ એટલું બધું ગમ્યું હતું કે મેં "પૂર્ણિમા" માસિકમાં એક જ અંકમાં તેને સ્થળ મળે તો તે મારા ખર્ચે પ્રકટ કરાવવા પણ ઇચ્છેલું પણ ઉક્ત માસિકના તે વેળાના ચાલકોને તેમ કરવા અનુકૂળતા ન હોવાથી એ વાત તેટલેથી જ અટકેલી. પણ એ કાવ્ય કાંઇ શુભ મુહૂર્તમાં જ લખાયું હશે કે "પૂર્ણિમા"ના લાભાર્થે તેને પુસ્તકના રૂપમાં પ્રકટ કરવાનો જે મંડળ તે માસિક તે વેળા પ્રકટ કરતું હતું તેને તથા આ કાવ્ય આ રૂપમાં પોતાને ખર્ચે પ્રકટ કરી પોતાનો મનોદય વ્યક્ત કરવાનો ભાઇ રામચંદ્રને વિચાર સાથે સાથે જ ઉદ્દભવ્યો.

ઉકત મંડળના હિતમાં આડે ન આવવાના હેતુથી જ શ્રી મોઢ બ્રાહ્મણ વિ. સભાએ ભાઇશ્રી રામચંદ્રને આ કાવ્ય ભાઇશ્રીની ઇચ્છા પ્રમાણે પોતાને નામે પ્રકટ કરવાનો લાભ આપ્યાને ઘણો સમય વ્યતિત થયા છતાં આ સુધારા વધારા સાથની બીજી આવૃતિ આટલી મોડી પ્રકટ થઇ શકે છે એ અત્ર જણાવવું અત્યાવશ્યક છે.

શ્રી મો. બ્રા. વિ. સભા જેનાં નામે આ કાવ્ય આ રૂપમાં પ્રકટ થાય છે તેને કોઇપણ પ્રકારે એક આદર્શ સંસ્થા બનાવવી એવી ભાઇ રામચંદ્રને લગનીજ લાગી રહી છે, અને મહાત્મા ગાંધીજીના શબ્દમાં કહીએ તો જ્ઞાતિહિતની એ ભાઇને જેટલી ધગશ છે તેટલી આપણી આ તરફની જ્ઞાતિમાં ઘણા જ થોડા ભાઇઓને હશે !

ભાઇ રામચંદ્રનો શ્રી સભાના વિસ્તરણમાં મોટો ફાળો છે એ પણ હવે અજ્ઞાત રહ્યું નથી.

પોતાની એકનીએક પ્રિય પુત્રીનો લગ્ન પ્રસંગ ચિરકાળ સ્મરણમાં રહે તે એક, ઉપરાંત ઉપર સ્પષ્ટ કર્યું તેપ્રમાણે ભાઇ રામચંદ્રનો બીજો હેતુ શ્રી સભાનો સંદેશો પ્રત્યેક મોઢ બ્રાહ્મણના ઘરમાં પહોંચે એ હોય તો ભાઇ રામચંદ્રના શુભ હેતુ માટે તેને પ્રત્યેક જ્ઞાતિબંધુએ ધન્યવાદ આપવો ઘટે છે. રે ! તેટલેથી જ ન અટકતાં તેનું હૃદય ઓળખી શ્રી સભાના દફતરમાં પ્રત્યેક જ્ઞાતિ-બંધુએ પોતાનું નામ નોંધાવી ભાઇશ્રીનાં હેતુને વધાવી લેવો જોઇએ.

આપણા સંવાયમાં એવા ઘણા ગૃહસ્થો છે કે જેઓ સહજ કાર્ય માટે ભાઇ રામચંદ્ર આ પુસ્તક પ્રકટ કરતાં ખર્ચ કરે છે તેથી અધિક રકમ ખરચી શકે છે, તો આ ૩૦૦) કે ૩૫૦) રૂપિ-આનો આ પ્રમાણે વ્યય કરનારનાં આ ગુણગાન શાં એમ કોઇ ભાઇને લાગે તો તેનો ખુલાસો એજ થઇ શકે કે એ ઉત્સાહ હૃદયનો છે, મરજીયાત છે.

પાસે હોય કે ન હોય તોયે દીકરા દીકરીનાં લગ્ન પ્રસંગે, માતપિતાના કારજ—વરામાં, પ્રકરણોની પરંપરામાં, સીમંત જેવાં

અવ્યવહારિક પ્રસંગે, કે જુનાખખ અર્થવગરના ભોજન વ્યવહારમાં સેંકડો કે હજારોનો ખર્ચ કરવાની આપણામાં પ્રથા જ પડી છે. પણ સમયાનુરૂપ જ્ઞાતિહિતનાં કાર્યમાં નાનીશી રકમ પણ પ્રદાન કરતાં આપણો હાથ પાછો હઠે છે તે આવું આવું જોઇ નવા યુગને આપણે પણ ઓળખતા થઇએ તો જ જ્ઞાતિના એક અંગ તરીકે આપણે તેની સેવા માટે કાંઇ પણ કર્યું ગણાય તે દર્શાવવાજ આ ભાઇનો પ્રયાસ અનુકરણીય તથા આદરણીય છે એમ મારો નમ્ર અભિપ્રાય આ સ્થળે પ્રકટ કરવો અગત્યનો માનું છું; અને તદર્થેંજ આ ન્હાનાં કાવ્ય પર શાસ્ત્રીજી મોતીરામભાઇની લાંબી પણ વિદ્વત્તાપૂર્ણ પ્રસ્તાવના અને સભા તરફથી પ્રકાશક તરીકે મારા આ "બે બોલ" છે.

આપણી જ્ઞાતિની કન્યા કેળવણી જોતાં આ કાવ્યનો ઉપયોગ આપણો સ્ત્રીસમાજ સભાની તથા ભાઈ રામચંદ્રની ઇચ્છા પ્રમાણે કરી શકશે કે કેમ અને તેમ ન થાય તો આ પ્રયત્ન ધારવા જેટલો ફળદાયક ન નીવડે એમ પ્રશ્ન થાય તો તેના ઉત્તરમાં એક જ વાત જણાવી શકાય તે એ કે જે જે ભાઇઓના ઘરમાં આ ત્હાણી જાય તેણે તેણે પોતાને ત્યાં પોતાના રક્ષણમાં જે જે બ્હેનો હોય તેને તેને તે સમજાવવા અને બને તો પાઠ પણ કરાવવા યત્ન કરવો.

સરઅવસરે ગવાતાં ગીતો લખી વાંચી ન શકનાર ઘણી બ્હેનો સમજપૂર્વક ગાઇ શકે છે એ સર્વના અનુભવની વાત છે તો આ સંબંધમાં આટલો પ્રયત્ન પ્રત્યેક ભાઇ કરશે અને ગાયનકળાપટુ બંધુઓ સાથે આપેલી "નોટેશન"નો પણ ઉપયોગ કરશે તો આ કાવ્ય આ પ્રમાણે પ્રકટ કરવાનો હેતુ સચવાતાં સ્વાભાવિક જ સભાને તથા ભાઇ રામચંદ્રને સંતોષ થશે.

ભાઈ રામચંદ્ર આ સભાના ઉપમંત્રી હોવાથી શ્રી સભાનાં પ્રાગટ્ય પછી એમને નહિ ઓળખનાર ઘણા જ થોડા ભાઈઓ હશે, તોપણ તેઓની ઓળખાણ જે બે પુણ્યશાળી જ્ઞાતિરત્નોના તેઓ (ભાણેજ) ભાગિનેય થાયછે તેમની ઓળખ આપ્યે સહજ થઇ શકે એમ ધારી અત્ર બે શબ્દ તે સંબંધમાં પણ લખવા ઉચિત મનાય છે.

આ પુસ્તકની શોભા તથા ઉપયુક્તતા વધારવા અ. સૌ. બ્હેન ભાનુમતીનાં છાયાચિત્ર ઉપરાંત આખ્યાનને લગતાં કાંઇક ચિત્રો પુસ્તકમાં જોડવા જ્યારે વિચાર થયો ત્યારે જ ભાઇ રામચંદ્રના સ્વ. માતુલ વેદમૂર્તિ **શુકલ ઉત્તમરામ કુશળરામ** ગણદેવીકર જેઓના સ્વર્ગવાસને પણ ઘણો સમય થઇ ગયો છે તેઓનું છાયાચિત્ર પણ આ કાવ્ય સાથ જોડવા એ ભાઇને પ્રભુએ પ્રેરણા કરી અને તે યોગ્ય જ થઇ ગણાય.

સ્વ. શુકલજીની હયાતીના સમયમાં જ આ લખનારનું મુંબઇ આવવું થવાથી અને સદ્દગતશ્રીનું ઉપાર્જનસ્થાન પણ આ સ્થળ જ હોવાથી તેઓનાં પ્રત્યક્ષ દર્શનનો લાભ આ લખનારને પણ મળ્યો હતો અને તે પુણ્યાત્માનું હજી પણ સ્મરણ થતાં તે આહ્લાદક મૂર્તિ હજી પણ દૃષ્ટિ આગળ પ્રત્યક્ષ જ છે એવું ભાન કાળાન્તર થયા છતાં થાય છે. શ્રીગીતાજીમાં બ્રાહ્મણનાં સ્વાભાવિક લક્ષણો કહ્યાં છે તે

તેઓમાં મૂર્તિમંત હતાં એમ કહું તો તેમાં લેશ પણ અતિશયોક્તિ નથી.

ભાઇ રામચંદ્રના બીજા માતુલ વેદમૂર્તિ **શુકલ વલ્લભરામભાઈ કલ્યાણજી** વલસાડકર છે, જેઓ પણ સ્વધર્મનિષ્ઠ, વિદ્વાન્, રાજ્યસંમાનિત અને પ્રતિષ્ઠિત હોઇ જ્ઞાતિવ્યવહારમાં આગળ પડતા ગૃહસ્થ છે.

આવા વિવેકી વડિલોની છાયામાં બાલ્યાવસ્થા ગાળેલી હોવાથી ભાઇ રામચંદ્રમાં જ્ઞાતિહિતનાં બીજ નાનપણથી જ રોપાયાં હતાં અને તે યોગ્ય સમય થતાં આપણા સવાયના પ્રતિષ્ઠિત ગૃહસ્થ **વૈદ્યરાજ કીકાભાઇ રામશંકર** ગણદેવીકરના ગાઢ પરિચયમાં આવતાં તે અંકુર રૂપે પ્રગટેલાં જોઇ સુરત અઠ્ઠાવિશીનો પ્રત્યેક મોઢ બંધુ અભિમાન લઇ શકે.

ભાઇ રામચંદ્ર તરફ પૂજ્યદૃષ્ટિથી જોનાર આપણી જ્ઞાતિના તથા અન્ય જ્ઞાતિના ઘણા ગૃહસ્થોને પણ આ પુસ્તક વિના મૂલ્યે મોકલાશે જ તો તેઓએ પણ કૃપા કરી તેનો સ્વીકાર કરવો.

છેવટ વિનામૂલ્ય સ્વીકારવું તેઓને રુચિકર ન લાગે તો જ તેઓએ ભાઇશ્રી રામચંદ્ર માર્ફત શ્રી સભાના કોષમાં યથાશક્તિ દ્રવ્ય મોકલવું, એટલે બંન્નેના હેતુ સચવાતાં ઉભય કાર્ય સિદ્ધ થશે.

ભાઇ રામચંદ્રને આ સભાના સંબંધમાં કેટલું મમત્વ

છે તે જે ન જાણતા હોય તેઓની જાણ ખાતર જ અત્ર જણાવવું પ્રાપ્ત થાય છે તે એ કે તેઓએ શ્રી સભાનું પ્રથમ વાર્ષિક સંમેલન પોતાના માનેલા વતન (કારણ તેઓનું મૂળ વતન ખરસાડ ગામ છે.) શ્રી ગણદેવીમાંજ પોતાને ખરચે ભરેલું. તેઓએ પોતાનાં સ્વ. ધર્મપત્નીના નામથી "શ્રી નર્મદા-બાઈ સ્મારક" પણ સ્થાપી શ્રી સભાને વહીવટ માટે સોંપ્યું છે. તદુપરાંત તેઓ સભાનાં હિત માટે ભૂખ તરસ તાઢ તડકો માન અપમાન સર્વ કેવાં સહન કરે છે તે તો બધા જ જોઇ શકે છે. સભાનાં કામનાં રોકાણને લઇને પોતાને થતો દ્રવ્યનો લાભ પણ તેઓ જતો કરે છે એ તો આ લખનારે પણ ઘણી વાર જાતે જોયું છે.

આવા જ્ઞાતિહિતરત સજ્જનના શ્રમનો બદલો પ્રભુ આપશે જ પણ દરેક જ્ઞાતિબંધુને મારી પણ પ્રાર્થના છે કે ભાઇશ્રી રામ-ચંદ્રનો માર્ગ તેઓને અરૂચિકર જણાય તો માત્ર પોતાના બચાવનાં બ્હાનાં નીચે પણ તેઓનાં કાર્યનો અવરોધ ન જ કરવો.

શ્રીમાન્ શાસ્ત્રીજીએ આ પુસ્તકની વિદ્વત્તાભરી પ્રસ્તાવનામાં જે જે મુદ્દાઓનું સ્ફોટન કર્યું છે તે તરફ વાંચકવર્ગનું લક્ષ્ય ખેંચતાં વિસ્તારભયથી આ "બે બોલ" પૂરા કરીશ અને વાંચકવર્ગને પ્રાર્થના કરીશ કે જે બ્હેનના લગ્નના માંગલિક પ્રસંગ નિમિત્તે આ લ્હાણી થઇ છે તે બ્હેન સાવિત્રીના જેમ પતિપરાયણ રહેતાં પોતાનું જીવિત સાફલ્ય કરો એવી મારી શુભેચ્છામાં તેઓ સર્વ પણ સહમત થાઓ !

પ્રભુ બધાના હૃદયમાં શુભ પ્રેરણા કરો અને આ કાવ્યના અંતે જે વદત્વાકયો વદાયાં છે તે આપણે બધા આપણા હૃદયમાં ધારણ કરીએ તે એ કે:—

**सहनाववतु सह नौ भुनक्तु सहवीर्यं करवावहै-**
**तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥**

**" સહુ સાથે અમ રક્ષણ થાઓ, સાથે ભોગવીએ,**
**સહકારે થઇ શકિતમંત, સહયોગી થઇ રહીએ;**
**સૂર્ય સમા તેજસ્વી ગુરૂના, સહુ શિષ્યો થઇએ,**
**પ્રેમ પરસ્પર પોષી, સહુ ઉન્નતિ સાધી લઇયે."**

મુંબઇ, ગિરગામ
શેઠ મોરારજી ગો. ચાલ
૧૯૭૯ના ચૈત્ર વદ ૦)ને
સોમવાર તા. ૧૬-૪-૨૩

જ્ઞાતિનો દાસાનુદાસ,
**ગિરિજાશંકર મણિશંકર ભટ્ટ**
**સુરતકર.**



અ. સૌ. બ્હેન ભાનુમતી તે

ભટ્ટ રામચંદ્ર વિજયરામ ગણદેવીકરની પુત્રી



| જન્મ | લગ્ન |
|---|---|
| સં. ૧૯૬૫ વૈશાખ વદી ૪ | સં. ૧૯૭૮ ચૈત્ર વદી ૮ |

શ્રી સુ અ. મો. બ્રા. વિ. સભા પ્રકાશિત 'સાવિત્રી ચરિત'

A 3341 Lakshmi Art, Bombay, 8

# પ્ર સ્તા વ ના.



[1]सा भार्या या पतिप्राणा सा भार्या या प्रजावती ।
सा भार्या या गृहे दक्षा सा भार्या या पतिव्रता ॥

[2]न सा भार्येति वक्तव्या यस्या भर्ता न तुष्यति ।
तुष्टे भर्तरि नारीणां संतुष्टाः सर्वदेवताः ॥ १ ॥

વિશ્વપ્રસિદ્ધ વસ્તુને પ્રસ્તાવનાની શી જરૂર ? પ્રસ્તાવના એ ગ્રંથની ઉપાદેયતાનાં કારણ રૂપ ખરી. પણ જે વસ્તુને સભ્ય હિંદુ સંસારે પરમોપાદેય તરીકે અનંત વર્ષોથી અવિચ્છિન્ન રીતે કબુલ કરી છે તેને માટે પ્રસ્તાવના હોઇ શકે ખરી ? જેનાં ચારિત્ર્ય આગળ અવ્યાહતગતિવાળા યમરાજને પણ નમતું મુકવું પડયું એવી પ્રાતઃ સ્મરણીય પતિવ્રતાલલામ સાવિત્રીનું ચરિત્ર તે કોને અજાણ્યું છે કે જેને માટે પ્રસ્તાવનાદ્વારા રોચકતા લાવવાની જરૂર પડે ? આ પ્રશ્નનો પ્રથમ ઉત્તર તો એજ

---

૧ તેજ ભાર્યા કહેવાય કે જે પતિને પ્રાણસમાન ગણતી હોય. તેજ ભાર્યા કહેવાય કે જે સદગુણી સંતતિવાળી હોય. તેજ ભાર્યા કહેવાય કે જે ગૃહકાર્યમાં કુશળ હોય. ને તેજ ભાર્યા કહેવાય કે જે પતિવ્રતા હોય.

૨ તેને ભાર્યા ન કહી શકાય કે જેના ઉપર પતિ પ્રસન્ન ન થાય. પતિ પ્રસન્ન થવાથી સ્ત્રીના ઉપર સર્વે દેવો પ્રસન્ન થાય છે.

હોઇ શકે કે પ્રસ્તાવનાની જરૂર નથી; છતાં બીજીજ પળે મનમાં એમ ભાસે છે કે પ્રસ્તાવના જરૂરની છે. અર્થાત્ જે વસ્તુ અપ્રસિદ્ધ હોય અથવા બહુપરિચિત ન હોય કે સંદિગ્ધ હોય તેને માટે જે પ્રસ્તાવના કરાય તે તેને ગ્રાહ્ય તરીકે ગણવાને માટે; પણ જે પ્રસિદ્ધ અને અસંદિગ્ધ વસ્તુ છે તેને માટે કરાતી પ્રસ્તાવના તો ફક્ત તે ચરિત્રના ઉપરનો પૂજ્યભાવ વ્યક્ત કરનારી સ્તુતિ તરીકે જ હોઇ શકે. મ્હારો ઉદ્દેશ પણ એજ છે, લોકાતીત ચરિત્રની સ્તુતિ જેટલી કરીએ તે ઓછીજ, છતાં જેનું જેટલું જ્ઞાન અને ભાવ તદનુસાર ઓછી અથવા વધતી સ્તુતિ કરવાનો અધિકાર તો સર્વ ભાવગ્રાહી હૃદયોને છે એ નિઃસંદેહ છે.

સચ્ચરિત્રને ઉદ્દેશીને પ્રસ્તાવનાનું સ્વરૂપ સ્તુત્યાત્મકજ હોઇ શકે. પણ ગ્રંથને ઉદ્દેશીને તો તે સ્વરૂપ તુલનાત્મક હોવું જોઇએ. ગ્રંથને ઉદ્દેશીને પ્રસ્તાવના કરનારને સ્તુતિ અને નિંદા બન્ને કરવાની છુટ છે. ગ્રંથ ( ગ્રથન ) ને તો પ્રસ્તાવના હોવીજ જોઇએ. ગ્રથન કરનારની ગુંથણીનું ગૂઢ સ્વરૂપ વ્યક્ત કરવાને પ્રસ્તાવના જરૂરની છે.

સાધ્વી ( પતિવ્રતા ) નું સ્વરૂપ વર્ણવતાં મનુ ભગવાને લખ્યું છે કે **पतिं या नाभिचरति मनोवाग्देहसंयता** મન વાણી અને શરીરને સંયમી બનાવીને જે સ્ત્રી પતિનું અતિક્રમણ ન કરે તેજ સાધ્વી. આ જાતની સાધ્વીઓને દેશકૃત અથવા કાલકૃત અગવડો ધર્મથી અથવા કર્તવ્યથી વિમુખ કરવાને શક્તિમાન્ નથી. આ જાતની સાધ્વીઓનું ચરિત્ર દેશ કાળ વ્યવહાર મર્યાદા સંજોગ અને ઐહિક સુખોને પગ નીચે દબાવી રાખે છે. એનો દાંપત્યપ્રેમ લોકાતીત તેમજ વર્ણનાતીત છે.

વાલ્મીકી જેવા મહાકવિને પણ સીતા અને રામનો દાંપત્યપ્રેમ વર્ણન કરતાં એમજ કહેવું પડેલું **हृदयं त्वेव जानाति प्रीतियोगं परस्परम्** એમના ( રામ સીતાના ) પ્રીતિ યોગને તો એમનું હૃદયજ જાણી શકે. અર્થાત્ વર્ણનાતીત છે. આ જાતનો પ્રેમ એ બ્રહ્માનંદના એક અંશ તરીકે ગણાયલો છે. આ પ્રેમને બાહ્ય સગવડોની જરૂરજ પડતી નથી, કારણ કે એ પ્રેમ પોતેજ આંતર્હેતુક છે.[1] આ પ્રેમ દંપતીને બંધનમુક્ત કરીને શાશ્વત આનંદને માર્ગે લઇ જાય છે. બ્રહ્માનંદની પાઠ-શાલારૂપ આ દાંપત્ય પ્રીતિ છે, એમાં પરાર્થ સ્વાર્થ હોય છે. નિશ્ચિત ધ્યેયની પ્રાપ્તિને અર્થે સહન કરાતાં આધિભૌતિક તથા આધિદૈવિક કષ્ટો આનંદરૂપ બને છે. કષ્ટસહન એ મનુષ્ય જીવનની લ્હાણ મનાય છે. વાસનાનો ક્ષય થાય ત્યાં સુધી ગૃહસ્થાશ્રમ સેવીને પછીથી એ દંપતી કર્દમ અને દેવહૂતિના માર્ગે ચાલ્યાં જાય છે.

## પતિવ્રતાની ઉચ્ચ ભૂમિકા આજ છે.

અનસૂયા, દેવહૂતિ વિગેરે આ જાતની પતિવ્રતાઓ હિંદુ સભ્યતામાંજ ઉત્પન થઇ છે. એઓનાં ચરિત્રથી ઇતિહાસને ઉજ્વળ કરવાનું સુદૈવ ભારતભૂમિના આર્યોનેજ પ્રાપ્ત થયું છે. અખુટ સંપત્તિ અર્પણ કરાતાં [2]**यद्यहं नामृता स्यां किमहं**

---

1 व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतुर्न खलु बहिरुपाधीन् प्रीतयः संश्रयन्ते. ( उत्तररामचरित्. )

૨ આ સંપત્તિ વડે જો હું અમર ન થાઉ તો એને લઇને શું કરૂં ! સંપત્તિ વડે અમૃતત્વ ( મોક્ષ ) ની તો જરાએ આશા ન રખાય.

બૃહદારણ્યક.

**तेन कुर्याम् । अमृतत्वस्य तु नाशास्ति वित्तेन** કહેનારી ગાર્ગી આ દેશમાંજ ઉત્પન્ન થઇ છે. હિંદુસમાજ જ્યાં સુધી આ પ્રાતઃસ્મરણીય મહાસતીઓનાં ચારિત્ર તરફ પૂજ્ય દ્રષ્ટિથી જોશે ત્યાં સુધીજ સભ્ય ગણાશે.

પતિવ્રતાની ઉચ્ચ ભૂમિકા સંક્ષેપમાં ઉપર પ્રમાણે વર્ણવી. હવે એ ભૂમિકાથી કાંઇક નીચે પતિવ્રતાની મધ્યમ ભૂમિકા આવે છે. આ ભૂમિકા ઉપર રહેનારી પતિવ્રતા પતિનાં ઐહિક સર્વ કાર્યોમાં પાલન, પોષણ, અને સાચવણીની વૃત્તિઓદ્વારા સહાયક થાય છે. ઉચ્ચ ભૂમિકામાં જ્યારે આધ્યાત્મિક ભાવના પ્રધાન હોય છે, ત્યારે આ ભૂમિકામાં આધિદૈવિક ભાવના પ્રધાન હોય છે. પતિ શરીરમાં દેવત્વની ભાવના કરીને સર્વ ક્રિયાઓ એ દેવનેજ અર્પણ કરાય છે. એની ભાવનાજ એવી હોય છે કે "[1]આ દેવ પ્રસન્ન થાય તોજ બીજા દેવો પ્રસન્ન થાય. આ ગૃહસ્થાશ્રમમાં પતિ પણ ધર્મની રક્ષા પત્નીને અધીન માને છે, અને ધર્માર્થ કામમાં અવિયુક્ત મનવાળો રહીને પત્નીનાં સહાયક કાર્યથી સંતુષ્ટ રહે છે." સૂત્રકારો તથા સ્મૃતિકારોએ પત્ની-વિના યજ્ઞ કરવાનો અધિકારજ આપ્યો નથી. "દેવોને પ્રસન્ન કરવાના અને તેમની કૃપાદ્વારા અંતઃશુદ્ધિ મેળવવાના ક્રિયાત્મક યજ્ઞમાં યોગ્ય સમયે સામગ્રી કોણ તૈયાર કરી આપે! ક્ષણે ક્ષણે અવિહિત ક્રિયાથી પ્રાપ્ત થતા પ્રત્યવાયો ત્યારેજ ન લાગે કે જ્યારે

---

१ संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥
मनुस्मृति—३-६०

યજમાન ગૃહવિષયક અન્ય ક્રિયાઓથી વ્યગ્ર મનવાળો ન બને. ગૃહક્રિયાને ઉદ્દેશીને અવ્યગ્ર રહેનાર પતિજ ન્યાયમાર્ગે દ્રવ્ય-સંગ્રહ કરીને લોકોદ્ધારનાં કાર્યોમાં સહાય કરી શકે. ભવિષ્યમાં ઉત્તમ ખ્યાતિ મેળવનારાં સંતાનો માતાની કેળવણીથીજ થઇ શકે. રક્ષણ અને ભરણનાં કાર્યથી વ્યગ્ર રહેનારો પિતા બાળકોની સાથે વધારે વખત રહી શકવાને પણ અસમર્થ છે, તો કેળવણીને માટે અસમર્થ હોયજ એ નક્કી છે.[1]

આ ગૃહજીવનમાં પતિ પત્નીનો પ્રેમ આધિદૈવિક અને આધિભૌતિક કષ્ટો સહન કરવાની વૃત્તિને કેળવે છે. અને એ વૃત્તિ અનુભવદ્વારા પૂરી કેળવાતાં પરસ્પર શ્રેય સાધતાં દંપતી અંતરનાં સાચાં સુખનો અનુભવ કરે છે. પોતે તરીને જગતને તારક રસ્તે પ્રેરે છે. આ જાતનાં જીવનમાં મહેલો, બગીચાઓ, અખુટ સંપત્તિ વિગેરે આનંદને ઉત્પન્ન પણ ન કરી શકે, તેમજ નિર્ધનાવસ્થા આનંદનો નાશ પણ ન કરી શકે. વ્યવહારે માનેલો આનંદ બાહ્ય સાધન સાપેક્ષ હોઇ બાહ્ય સાધનો ઓછાં થતાં ઓછો થવા લાગે છે. વાસ્તવિક પ્રેમનો આનંદ લૌકિક ન હોય. વાસ્તવિક પ્રેમ પોતેજ લૌકિક નથી, તો તેનું કાર્ય પણ લૌકિક નજ હોવું ઘટે.

ઉપર જણાવ્યા પ્રમાણે સાધ્વી સ્ત્રીની બે સ્થિતિ ગણાય. **એક સ્થિતિ** ( ઉચ્ચ ) વ્યવહારમાં રહીને નિષ્કામ કર્મદ્વારા

---

२ स्वां प्रसूतिं चरित्रं च कुलमात्मानमेव च ।
स्वं च धर्मं प्रयत्नेन जायां रक्षन हि रक्षति ॥
मनुस्मृति—९-७

ચિત્તશુદ્ધિ કરીને નિર્વાણ પામવાની, અને **બીજી સ્થિતિ** પ્રભુ પ્રીત્યર્થે વ્યવહારનાં કર્મો કરતાં આવી પડતાં સુખદુઃખને દૈવકારણક માની ઉત્તમચરિત્ર અને શ્રેષ્ટ સંતતિ સંપાદન કરી યજ્ઞાદિ ધર્મકૃત્યોદ્વારા સ્વર્ગ મેળવવાની. આ બે સ્થિતિ શિવાય સાધ્વી સ્રીની ત્રીજી સ્થિતિ નથી. પાશ્ચાત્ય પ્રજાએ ઉત્તમોત્તમ માનેલી અને તદનુસારી એતદ્દેશ નિવાસીઓએ કબુલ રાખેલી કેવળ વ્યવહારદક્ષ કળાસંપન્ન સ્રીને **કુલીન સ્રી** એ નામથી માન આપવાને વાંધો ન ગણાય. સ્રી જાતિની સાધારણ કોટીમાં એ જાતની સ્રીને **સંમાનનીય** ગણવાને પણ હરકત નથી; પણ એને સ્રી જીવનની પરાકાષ્ટાએ પહોંચેલી તરીકે માનવાને આર્યધર્મના ૩૯ સંસ્કારવાળું મારૂં સંકુચિત હૃદયના પાડે છે. પત્ની.શબ્દની સિદ્ધિ કરતાં વ્યાકરણાચાર્ય પાણિની મહર્ષિ લખે છે કે **पत्युर्नो यज्ञसंयोगे** પતિકર્તૃક યજ્ઞની સહચારિણી થઇ તે યજ્ઞનાં અર્ધફલને ભોગવનારી હોય તે પત્ની. રતિ અને પુત્ર વિગેરે ઐહિક ફલનેજ ઉદ્દેશીને ધર્મ શાસ્રકારોએ સ્રી જીવનની પર્યાપ્તિ માની છે એમ નહી,પણ ઐહિક તથા પારલૌકિક ફલને ઉદ્દેશીનેજ પર્યાપ્તિ માની છે.[1] કેવળ ઐહિક સુખના પાયાપર આદર્શ સ્રીજીવનની ઇમારત ચણાઇ હોય એવું મને તો ધર્મ ગ્રંથોના અવલોકનથી સમજાતું નથી.

યથામતિ પતિવ્રતા સાધ્વીનું સંક્ષિપ્ત નિરૂપણ કર્યું. હવે આ કાવ્ય જેને ઉદ્દેશીને લખાયું છે તે પતિવ્રતાલલામ પ્રાત:

---

१ अपत्यं धर्मकार्याणि शुश्रूषा रतिरुत्तमा ।
दाराधीनस्तथा स्वर्गः पितृणामात्मनश्च ह ॥

मनुस्मृति—९-२८

સ્મરણીય સાધ્વી સાવિત્રીનાં જીવનને ઉદ્દેશીને થોડું નિર્વચન કરવું પ્રાપ્ત થાય છે. મહાસતી સાવિત્રીનું ચરિત્ર મહાભારત વનપર્વમાં અધ્યાય ૨૯૩ થી ૨૯૯ સુધીમાં આવે છે. અને આ કાવ્ય પણ મહાભારતનાં સાવિત્રી ચરિત્રનેજ અનુસરીને કરાયું છે. મહાસતી સાવિત્રીનાં જીવન ઉપરથી અનેક સિદ્ધાન્તભૂત તત્વો જાણવામાં આવે છે, તે પૈકી થોડાંનું નિર્વચન કરૂં છું.

## કન્યાનું દાનજ હોઇ શકે. સ્વયંવરણ તો અપવાદ તરીકે છે.

આ વિષય હાલમાં કેટલાંએક વર્ષોથી મોટી ચર્ચાનું મૂળ થઇ પડયો છે. જુના અને નવા વિચાર વાળાઓએ પુષ્કળ પરીક્ષણ કર્યું છે. દાખલા બન્ને જાતના મલે છે એટલે સ્વપક્ષનું સમર્થન કરવાને પુષ્કળ ખેંચાતાણ થાય છે. કોઇ કન્યાનું દાન કરવું ઇષ્ટ માને છે, તો કોઈ ઇચ્છાવર વરવાનો પ્રકાર ઇષ્ટ માને છે. વિવાદના પ્રસંગમાં નિર્ણય કરવાનો રસ્તો શાસ્ત્રને અવલંબીને હોવો જોઇએ એમ આર્યભાવના કહે છે. કેવળ તર્કને અવલંબીને સંદેહ નિર્ણય કરવાની પદ્ધતિને આ દેશના જ્ઞાનીઓએ ગ્રાહ્ય ગણી નથી. [1]શાસ્ત્રો જે રસ્તે દોરી જાય તે રસ્તે જનારા નરો કહેવાય છે, અને મતિ જે રસ્તે દોરી જાય તે રસ્તે દોરવાઇ જનારા વિકલ્પ નરો કહેવાય છે.

---

१ शास्त्राणि यत्र गच्छन्ति तत्र गच्छन्ति ये नराः ।
मतयो यत्र गच्छन्ति तत्र गच्छन्ति वानराः ॥

विचारत्रयी–धर्मविचार पृ. ३१७

સાવિત્રીને તેના પિતાએ સ્વયંવરણની છૂટ આપી છે પણ અપવાદ તરીકેજ. પિતાએ સ્પષ્ટ કર્યું છે કે. [1]"તારો પ્રદાન સમય થઈ ગયો છે છતાં કોઇ તને વરવા ઇચ્છતું નથી, માટે તું યોગ્ય પતિને ખોળી લે." આ પ્રમાણે હેતુ આપીને વર પસંદ કરવાની છૂટ આપવા છતાં અનુભવિ વૃદ્ધ મંત્રીઓને સાથે મોકલ્યા, એટલુંજ નહિ પણ [2]વર પ્રસંદ કર્યા પછી પણ વિચાર કરીનેજ સાવિત્રીનું દાન આપવાની પોતાની સત્તા કાયમ રાખી. "[3]મનુએ પણ યોગ્ય સમયે કન્યાનું દાન ન કરનારને નિંદ્ય ગણ્યો છે." "[4]ઋતુકાળ પહેલાંજ કન્યાનું દાન કરવું સ્મૃતિકારોને સંમત છે." "[5]પિતા જો ગુણવાન વરને ન આપે તો આર્તવકાળ પછી ત્રણ વર્ષ રાહ જોઈને યોગ્ય વરને ખોળી લે" એ વચન ઋતુમતી કન્યાને પરણવાની વિધિ બતાવનારૂં નથી પણ સંકટમાં અપવાદ તરીકે છૂટ આપનારૂં છે. નહિ તો. "[6]ઋતુમતી કન્યા આમરણાન્ત પિતાને ઘેર રહે પણ ગુણહીન

---

१ पुत्रि प्रदानकालस्ते न च कश्चिद्वृणोति त्वाम् ।
स्वयमन्विच्छ भर्तारं गुणैः सदृशमात्मनः ॥

महाभारत-वनपर्व अ. २९३

२ प्रार्थितः पुरुषो यश्च स निवेद्यस्त्वया मम ।
विमृश्याहं प्रदास्यामि वरयत्वं यथेप्सितम् ॥

म. भा. व. अ. २९३

३ कालेऽदाता पिता वाच्यः

४ प्रदानं प्रागृतोः ......

गौतमस्मृति.

५ म. स्मृ. अध्याय—९-९०

६ म. स्मृ. अध्याय—९-८९

વરને પિતા ન આપે " એ વાક્યમાં દાનનો નિષેધ ન કરતાં **સ્વતંત્રતા** ( સ્વચ્છંદપણા ) નું વિધાનજ કરત. સંસાર વ્યવહારના પૂર્ણ અનુભવી વડીલો જેટલા પ્રમાણમાં યોગ્ય વરનો વિવેક કરી શકે તેટલા પ્રમાણમાં બીન અનુભવી કન્યા ન કરી શકે. સાધારણ રીતે યૌવનની સંપ્રાપ્તિ સ્ત્રી પુરૂષને રૂપ તરફ વધારે ખેંચી લઇ જાય એમ હોવાથી શાસ્ત્રકારોએ કન્યાને અયોગ્ય છુટ આપી નથી. લગ્ન પહેલાંનું અયોગ્ય સંવનન ( કોર્ટશીપ ) તો આર્ય જાતિને માટે મહા ભયંકર છે એ ધાર્મિક મનુષ્યોને સમજાય એવું છે.

**" વાગ્દાન " તથા " લગ્ન " ધાર્મિક બંધન છે.**
**એમાં અયોગ્ય છુટને અવકાશજ નથી.**

સાવિત્રીએ યોગ્ય પતિ પસંદ કર્યો, નારદે આવીને સત્યવાનનો એક વર્ષ જેટલાં અલ્પાયુનો મહા દોષ વર્ણવ્યો. સાવિત્રીની **સત્વપરીક્ષા** કરવા બીજો વર ખોળવાને અશ્વપતિએ કહ્યું તેના જવાબમાં સાવિત્રીએ શું કહ્યું ? " [1]દીર્ઘાયુ હો કે અલ્પાયુ હો, ગુણવાન્ હો કે નિર્ગુણ હો, બીજો વર વરીશ નહિ. " નારદજીએ પણ સાવિત્રીના આ સિદ્ધાન્તને [2]ધાર્મિક માનીને રાજાને સ્પષ્ટ કહ્યું કે. " " રાજન્ ! તારી પુત્રીની બુદ્ધિ સ્થિર છે. તે કારણે

---

१ दीर्घायुरथवाल्पायुः सगुणो निर्गुणोऽपि वा ।
सकृद्वृत्तो मया भर्ता न द्वितीयं वृणोम्यहम् ॥
वनपर्व अ. २९४

२ नैषा वारयितुं शक्या धर्मोदस्मात्कथंचन ।
वनपर्व अ. २९४

ધર્મના માર્ગથી ચલિત ન કરી શકાય." આ ઉપરથી સાર નીકળે છે કે:—

"મનુષ્ય શુદ્ધ બુદ્ધિને પ્રધાનપણે આશ્રય કરીને લાભહાનિનો સંપૂર્ણ વિવેક કરે, [1]સંદેહ પડતી જગ્યાએ શાસ્ત્રને પ્રમાણ માનીને સંદેહ નિવૃત્ત કરીને આગળ ચાલે, એમ છતાં પણ વિપત્તિ આવી પડે તો તેને [2]દૈવ પ્રાપ્ત માની સહન કરવી"

## માતા પિતાના ઉત્તમ સંસ્કાર શ્રેષ્ટ સંતતિને ઉત્પન્ન કરેછે.

સાવિત્રીના પિતાએ ઉત્તમ સંતતિની પ્રાપ્તિ માટે અઢાર વર્ષ પર્યંત તીવ્ર તપ [3]કર્યું, બ્રહ્મચર્ય રાખી ઇન્દ્રિયોને વશ કરી સાવિત્રી મંત્રની એક લક્ષ આહૂતિ આપી, પરીણામે સાવિત્રી જેવી ઉત્તમ કન્યાને પ્રાપ્ત કરી. કેવળ વિષયાસકત માતાપિતાથી ઉત્તમ સંસ્કારવાળા સંતાનની ઉત્પત્તિ અસંભવિત છે.

---

१ नस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।

भगवद्गीता १६

२ यत्तु सम्यगुपक्रान्तं कार्यमेति विपर्ययम् ।
पुरुषस्त्वनुपालभ्यो दैवान्तरित पौरुषः ॥

३ एतेन नियमेनासीद्वर्षाण्यष्टादशैव तु ।

वनपर्व अ. २९३

**પતિવ્રતા સ્ત્રી પતિકુળ અને પિતૃકુળ ઉભયનો ઉદ્ધાર કરે છે, છેવટે મૃત્યુને પણ જીતી શકે છે.**

આ બાબતનું વિશેષ વિવેચન કરવાની જરૂર નથી. '**हे अनिन्दिते ! तुष्टोऽस्मि. हे पतिव्रते ! त्वयि मे उत्तमा भक्तिः वरं वृणीष्व** વિગેરે પ્રેમ પૂર્ણ વાકયો બોલીને અપ્રતિહત દંડવાળા યમરાજે સાવિત્રીના પ્રભાવ આગળ નમતું મુક્યું. સાવિત્રીએ ઉભયકુળનો ઉદ્ધાર કર્યો અને મૃત્યુવિજયી થઇ. આ બધાંનું કારણ વર્ણવવાનો અવકાશ નથી એટલે સાવિત્રીનાજ થોડા શબ્દો લખીને પર્યાપ્તિ કરૂં છું.

**श्रमः कुतो भर्तृसमीपतो हि मे**
**यतो हि भर्ता मम सा गतिर्ध्रुवा ।**

**न कामये भर्तृविनाकृता सुखं**
**न कामये भर्तृविनाकृता दिवम् ।**

**न कामये भर्तृविनाकृता श्रियं**
**न भर्तृहीना व्यवसामि जीवितुम् ॥**

" અહો ! કહે સાવિત્રી સ્વામી સમીપે શ્રમ શાનો,
જ્યાં ભર્તા ત્યાં મારી ગતિ એ નિશ્ચય કરી માનો.
સ્વામી વિના નહિ જીવન ધારૂં સ્વર્ગ નકામું છે,
સુખ સંપત્તિ સ્વર્ગાદિકમાં મારે સ્વામી છે."

આવી અડગ ભાવનાવાળી સ્ત્રીજ પતિવ્રતા પદને યોગ્ય ગણાય. આ જાતના પ્રેમમાં ઐહિક સંગવડને ક્યાં અવકાશ છે? તેને વિચાર કરવાની સુધારકોને વિનંતિ કરૂં છું.

પ્રસ્તાવનાનાં મિષે પતિવ્રતાના ગુણાનુવાદ યથામતિ કર્યા અને મનને પવિત્ર કર્યું. હવે જે કાવ્યની આદિમાં આ પ્રસ્તાવના લખાઇ છે તેનાં કવન માટે કાંઇક બોલવું પ્રાપ્ત થાય છે. કાવ્યની શૈલી સાદી હોઈ ભાવપૂર્ણ છે. જો કે તન મનને ડોલાવી નાંખે એવો રસપ્રવાહ કે જે કાવ્યના આત્મા છે તે અસ્ખલિત વહેતો જણાતો નથી, પણ ચરિત્રની ઉત્તમ ભાવનામાં પદે પદે વહેતો હોય એમ અનુભવ થાય છે. ભાષાંતરની નજરે તો શ્રીયુત મણિશંકરભાઇ પૂર્ણ રીતે સફળ થયા છે. અને જેને ઉદ્દેશીને ( કન્યા બોધક કાવ્ય ) લખાયું છે તેનો વિચાર કરતાં અલંકારના આડંબર વિનાની સરળ ભાષાજ શ્રેષ્ટ ગણાય અને એ રીતે શ્રીયુત મણિશંકરભાઇનું આ કાવ્ય ઉત્તમ પ્રસાદ-ગુણવાળું ગણી શકાય. કાવ્યના બે મુખ્ય ગુણો ઓજસ અને પ્રસાદ પૈકી પ્રસાદ ગુણ થોડાંજ કાવ્યોમાં મળે છે. મહાકવિ કાલિદાસ તેનાં કાવ્યના પ્રસાદ ગુણને લીધેજ મહાકવિ કહેવાયો છે.

### આ કાવ્યકર્તાનો હેતુ.

આ રચનાના રચયિતાનો હેતુ મહાભારતનાં સાવિત્રી ચરિત્રને ગુજરાતી ભાષાદ્વારા વિશેષ વ્યાપક બનાવવાનો હોય એમ મને લાગે છે. મારા કલ્પિત હેતુ તરફ જોતા હું હીંમતથી કહી શકું છું કે તે હેતુ આ કાવ્યમાં પૂર્ણ રીતે પાર પડયો છે.

સાહિત્ય કૌમુદીકારનાં મંતવ્ય પ્રમાણે શબ્દ સમુદાય ત્રણ પ્રકારનો હોય છે. પ્રભુસંજ્ઞિત, સુહૃત્સમ્મિત અને કાન્તાસમ્મિત, પ્રભુસંજ્ઞિત શબ્દ સમુદાયમાં વેદ વેદાંગ અને સ્મૃતિઓ વિગેરે આવે છે. આ શબ્દ સમુદાયમાં કર્તવ્યાકર્તવ્યની પ્રવૃત્તિ નિવૃત્તિ માટે **આજ્ઞા** પ્રધાન હોય છે. પ્રભુસંજ્ઞિત રચના **શબ્દ પ્રધાન** હોય છે, અને તે શબ્દની યોગ્યાયોગ્યતાનો વિચાર અબ્રહ્મણ્ય ગણાય છે. સુહૃત્ સમ્મિત રચનામાં પુરાણો ઇતિહાસો વિગેરેનો સમાવેશ થાય છે. આ રચનામાં શબ્દનું પ્રાધાન્ય જતું રહી **અર્થનું પ્રાધાન્ય** આવે છે. કાન્તાસમ્મિત રચનામાં શબ્દ અને અર્થ ઉભય અપ્રધાન થાય છે અને શબ્દાર્થદ્વારા આસ્વાદ્યમાન **રસ પ્રધાન** થાય છે.

પ્રકૃત કાવ્યની રચનાનો સુહૃત્સમ્મિત શબ્દ સમુદાયમાં સમાવેશ થવાથી રસ ભાવ અલંકાર ધ્વનિ વિગેરે કાવ્યની ઉત્તમ સામગ્રીઓને સ્થાને ઇષ્ટ અર્થને માની **कवेः कर्म काव्यम्** આ લક્ષણને સ્વીકારી કાવ્યત્વ પરીક્ષણની વિવિદિષાને સમાપ્ત કરવી જોઇએ. એક પ્રેમાળ મિત્ર કહે કે "સ્વધર્મમાંજ શ્રેય છે, સ્વધર્મને આચરનારાઓ નીચે પડતા નથી" તો તેની સામે જવાબ આપવો કે "તમારાં વાક્યમાં નથી રસ કે નથી અલંકાર, નથી ધ્વનિ કે નથી માધુર્ય માટે તમારૂં વાક્ય હેય છે" એ જેવી રીતે અયુક્ત ગણાય તેવીજ રીતે આ જાતની સુહૃત્ સમ્મિત રચનાને ઉદ્દેશીને "તમારી રચનામાં માધુર્યાદિક ગુણો,

ઉપમાદિ અલંકારો, વૈદભી વિગેરે રીતિઓ નથી માટે આ રચના ઉત્તમ નથી " એમ કહેવું તેટલુંજ અયુકત ગણાય છે. પ્રકૃત રચનામાં શબ્દે શબ્દે પવિત્રતા ભરી છે. અત્યુચ્ચ ભૂમિકારૂઢ આર્ય હૃદય આ રચનામાં આલેખાયું છે. આર્ય ધર્મનું ગૌરવ પ્રકૃત ચરિત્રમાં છલાછલ ભરેલું છે. સાવિત્રીની સત્વપરીક્ષા તો વર્ણનાતીત છે. પ્રકૃત રચનાનાં વાકયોદ્વારા પ્રગટ થતી મહાસતી સાવિત્રીની મનોમય મૂર્તિ આગળ હાથ જોડીને ઉભા રહી દર્શન કરી તનમનની પવિત્રતા માટે પ્રાર્થના કરવા લાગી જવાય છે. આવાં અત્યુચ્ચ ચરિત્રની ગુર્જરગિરાદ્વારા ગુજરાતીઓને લ્હાણુ કરવા માટે **શ્રીયુત મણિશંકરભાઈ** મહાધન્યવાદને પાત્ર છે.

પ્રસ્તુત કાવ્યના રચયિતા **ભટ્ટ મણિશંકર નાગેશ્વર** કછોલી-કરનો મોઢ જ્ઞાતિને પરિચય કરાવવાની જરૂર નથી. આ અગાઉ અવારનવાર અનેક વખતે એમના જ્ઞાતિહિત માટેના તેમજ સાહિત્ય વિષયક લેખોથી મોઢ માર્તંડ તથા પૂર્ણિમાના વાંચનારાઓ એઓને સારી રીતે ઓળખે છે. શ્રીયુત મણિશંકરભાઈ સંસ્કારી લેખક છે, સાહિત્ય પ્રેમી છે, તુલનાત્મક બુદ્ધિવાળા છે, વિદ્યા રસિક છે. આશા છે કે મોઢ ચાતુર્વેદીય જ્ઞાતિની સન્નારીઓ અને કન્યાઓ આ કાવ્યનાં રહસ્યને સમજીને શ્રીયુત મણિશંકરભાઇના પ્રયાસને સફળ કરશે.

પ્રસ્તુત કાવ્યને પોતાને ખર્ચે છપાવીને સુરત અઠ્ઠાવીશીના મોઢ બ્રાહ્મણોનાં પ્રત્યેક ઘરમાં શુભ લ્હાણી કરનારા **ભટ્ટ રામ-**

ચંદ્ર **વિજયરામ** ગણુદેવીકરે પોતાની કન્યા સૌ૦ **બહેન ભાનુમતીનાં** લગનના મંગલ પ્રસંગને ઉદ્દેશીને આ કાવ્યની પ્રસિદ્ધિ કરી છે તે અનુકરણીય હોઈ પૂર્ણ ધન્યવાદને યોગ્ય છે. શ્રીયુત રામચંદ્રભાઇનાં આ યોગ્ય કાર્યની યોગ્ય પ્રશંસા શ્રીયુત **ગિરિજાશંકર મણિશંકર ભટ્ટ** શ્રી મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભાનાં માનનીય **પ્રમુખશ્રીએ** આજ પુસ્તકમાં અન્ય સ્થળે કરેલી હોવાથી વધારે ન લખતાં એટલુંજ લખવું પર્યાપ્ત ગણાશે કે " શ્રીયુત રામચંદ્રભાઇએ **શ્રીવિદ્યોત્તેજક સભાને** તન મન અને ધનની વારંવાર મદદ કરીને ઋણી કરે છે, તે ઋણમાં આ કાવ્યને શ્રી મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભાનાં નામે પ્રગટ કરી ઉમેરો કર્યો છે." શ્રી મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભાએ સ્ત્રી કેળવણીના ઉદ્દેશને અનુસરીને **ધર્મ નીતિ સંવર્ધિની** પરીક્ષાની યોજના નક્કી કરી છે તે સમયે સભાનાં નામે આ કાવ્યની લ્હાણી કરીને સભાના ઉદ્દેશને વિશેષ ઉજ્વળ બનાવ્યો છે.

છેવટે શ્રી મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભાના સભાસદોએ આ કાવ્યની પ્રસ્તાવના લખવાને મિષે પ્રાતઃસ્મરણીય મહાસતી સાવિત્રી જેવી સતીઓના ગુણાનુવાદ કરવાનું મંગલકૃત્ય મને સોંપ્યું તે માટે ઉક્ત સભાના સભાસદોનો ઉપકાર માની બે શ્લોક લખીને પ્રાસ્તાવિક વક્તવ્ય પૂર્ણ કરું છું.

¹पतिव्रता जगद्भूषा पुण्यश्लोकाः स्मृता मया ।
यासां श्रीमहीमानं तु वेदो वेद न चेतरः ॥

तौ दंपती नमस्कुर्मे ऋकसामवदिवाद्वयम् ।
रूपं वहन्तौ दंपत्योर्भाग्यसीमैकसूचकौ ॥

મંમાદેવી સંસ્કૃત પાઠશાલા.
મુંબઇ.
૧૯૭૯ માઘ શુ. પ્રતિ. ગુરૂવાર

શાસ્ત્રી મોતીરામ કલ્યાણજી
દીક્ષિત વલસાડકર.

---

૧ જગતના અલંકારરૂપ પુણ્યશ્લોક પતિવ્રતાઓનું સ્મરણમાત્ર મેં કર્યું છે. એઓનો સંપૂર્ણ મહિમા તો વેદોજ જાણી શકે ( વર્ણવી શકે ). દંપતીનાં ભાગ્યની પરિસીમાને સૂચવનારાં ઋક્સામની પેઠે અદ્વૈતભાવનાપૂર્ણ સ્વરૂપને ધારણ કરનારાં તે દંપતી ( પાર્વતી પરમેશ્વર ) ને નમસ્કાર કરૂં છું.





વટપૂજા

શ્રી સુ. અ. મો. બ્રા. વિ. સભા
પ્રકાશિત 'સાવિત્રી ચરિત'

A 3341–Lakshmi Art, Bombay 8

શ્રી

# સાવિત્રી ચરિત્ર.



( પદ્યાત્મક. )



[ સવૈયા છવ્વીસા. ]

( ભૈરવી, કવ્વાલી કે સ્ત્રીઓનાં ગીતની લયમાં. )



## પૂર્વખંડ.



મદ્રદેશમાં હતા નરપતિ,
અશ્વપતિ નામે;
ધર્માત્મા ગૌબ્રાહ્મણ પાલક,
તત્પર શુભ કામે;
પ્રજાતણું હિત એજ રાયનો,
શ્રેષ્ઠ ધર્મ કહીએ;
અશ્વપતિએ અન્ય નૃપતિને,
શિખવ્યું ગણી લઈએ. ૧

ઈંદ્ર સમા એ ભૂપતિને અહીં.  
        સુખનું સ્વર્ગ હતું;  
પણ ખાંપણ હતી એકજ તેમાં,  
        ભાગ્ય બલિષ્ઠ થતું;  
પુત્ર પુત્રી કંઈએ ન હતાં,  
        એ દૈવી દંપતીને;  
સુખ સંપૂરણ નથી મળતાં રે,  
        કદી પ્રાકૃત જનને. ૨

સાવિત્રીનું આરાધન તેથી,  
        બહુ કર્યું રાયે;  
પ્રભુ કૃપાએ કન્યા—રત્નજ,  
        પ્રાપ્ત થયું ત્યાંએ;  
સાવિત્રીની કૃપા પ્રસાદી,  
        પ્રેમે પામી ને;  
બાળકીનું સાવિત્રી નામજ,  
        રાખ્યું હરખીને. ૩

નાજુક સુંદરતાની લક્ષ્મી,  
        સમી બાળકી એ;  
કંચનની કોમળ મૂર્તિ શી !  
        નવલકિશોરી એ;  
રૂપ તેજમાં ઉત્તમ ને વળી,  
        સરસ્વતી શી એ;  
જ્ઞાન ગુણે સંપૂરણ જાણે,  
        દેવસુતા શી એ. ! ૪

સહુ ઉપરે તેના એ તેજની,
અસર એવી થાતી;
શકિત સમી નિજ તેજે સ્હેજે,
સહુમાં શ્રેષ્ઠ થતી;
"અવતરી એ નકી મનુષ જન્મ લઇ,
ઇશ્વરની માયા;"
સહુ પ્રેમી જનને રે એવું,
ભાસ્યું સહજ અહા! ૫

વાત ઉડી વાસાથે વેગે,
દશદિશ દેશોમાં;
"દેવી સમી એ બાળા" એવી,
ખ્યાતિ થતી જગમાં;
કિશોરી મટીને યોવન વયમાં,
આવી તે બાલા;
વેવિશાળ રાયે કરવાને,
ધાર્યું ઠીક ભલા! ૬

પણ જ્યાં સગપણ કરવા જાયે,
રાજગુરૂ હોંસે;
ત્યાં ત્યાંથી તે આવે પાછો,
નકારને રોષે;
"દેવી સમી એ બાળા"ને
કો ડરે વરે નહિ રે!
રાજ—કુમારોમાંથી એને,
યોગ્ય નથી કો રે! ૭

મદ્રપતિ નારાજ થયા બહુ,
વર્તમાન જાણી;
પ્રિય પુત્રી પણ પારકું ધન,
પરને દીધી શાણી;
ગુણ–રૂપની આ ખાણ સમી,
પુત્રી પ્રભુએ દીધી;
તોય પિતાના દુઃખનું કારણ,
પુત્રીને કીધી. ૮

પ્રેમે પાસે બોલાવી પછી,
રાયે પુત્રીને;
કહ્યું " અહો બેટા! આ
દૈવ–ગતિનું દુઃખ છે ને!
માતપિતાએ ગાય સમી,
પુત્રીનું હિત કરીને;
પાત્ર પતિને પહરે બાંધવી,
ધર્મ સનાતન એ. ૯

પણ પુત્રી! મુજ ભાગ્ય વિષે નથી,
લ્હાવો એ દીસતો;
હું તુજને આજ્ઞા કરૂં છું તે,
તું વર્તી જો તો;
તું તારો ભવનો પતિ ભવપતિ,
સરખો શોધી લે;
તારા રૂપ ગુણને લાયક તું,
જાતે શોધી લે." ૧૦

"વારૂ" વદી બાળા વળી વેગે,
કરવા તૈયારી;
પિતા સમાન પ્રધાનજી સાથે,
પ્રયાણ કર્યું ભારી;
નિમિત્ત કરીને યાત્રાનું બહુ,
દેશ વળ્યાં શોધી;
તીર્થ-તપોવન-નગર-ગ્રામ બહુ,
મણા ન કંઇ કીધી. ૧૧

રાજર્ષિ, બ્રહ્મર્ષિ, દેવર્ષિ,
બહુયે ભાળ્યા;
નાના મોટા રાજપુત્ર સૌ,
ખંતે નિહાળ્યા;
યાત્રા કરીને સંપૂરણ,
નિજ પિતા ગૃહે આવી,
નારદ સહ બેઠેલા મદ્ર
પતિને મન ભાવી. ૧૨

પ્રણામ કરીને ઉભી બાળા
પ્રેમે બન્નેને;
દઇ આશીષ નારદ કુશળતા.
પૂછે છે તેને;
"અહો ! પુત્રિ! તું અદ્યાપિ.
હતી ક્યાં ? આવે ક્યાંથી ?
અહો! અશ્વપતિ! કન્યાને શે',
કોને ના દીધી?" ૧૩

રાય કહે 'ભગવાન્ ! સુણો,
એ બાળાની કહાણી;
એ માટે એને મોકલી' તી,
જાણીને શાણી;
નિજ રૂપ ગુણને લાયક એવો,
પતિ વરી એ જે;
વૃત્તાંત પ્રભુ ! સાંભળીએ,
એનેજ મુખેથી તે" ૧૪

એમ કહી આજ્ઞા,
સાવિત્રીને રાયે દીધી;
"કહે હવે બેટા ! તું તારી,
વીતક વાત બધી;
ક્યાં ક્યાં ગઈ ? શું અનુભવ લીધો ?
વદ તે વિસ્તારી;
યાત્રાની શુભ પ્રસાદી પ્રભુએ,
આપી કંઇ સારી ?" ૧૫

આજ્ઞા સુણીને અશ્વપતિની
પ્રણામ કરી પ્રેમે;
બાળા બોલી " અહો ! પિતા !
એ વીતક સહુ સુણીએ;
શાલ્વ દેશના ભૂપતિ નામે,
દ્યુમત્સેન કહીએ;
અંધ થતાં તે વૃદ્ધ રાયના,
દશા ફરી લહીએ. ૧૬

બાળપુત્ર ને અંધ રાયનું.
રાજ ગયું ડૂબી;
તપોવને તે માત પિતાસહ,
રહેછ થઇ દુઃખી;
રાજપુત્ર તે રાજઋષિ સમ,
વધેછ વનમાંહે;
સત્યવાન છે નામજ તેને,
વરી છ મનમાંહે." ૧૭

સુણીને એવાં વચન બાળકી
તણાં રાય પોતે;
નારદ તરફ ફરીને જોતા,
કહે હવે શું તે;
ઋષિ કહે રે ! "અહો ! બાળકી,
બહુ દુઃખ વ્હોર્યું તે;
સત્યવાન ગુણવાન છતાં પણ,
બહુ માઠું છે એ." ૧૮

રાય કહે "ભગવાન્ ! કહો શું,
એવું કારણ છે ?
સંપત્તિ તેને નથી તો આ,
મારી યે બહુ છે"
નારદ બોલ્યા "સત્યવાન છે,
સર્વ ગુણે ચઢતો;
એ જેવો નથી બીજો કો તો,
કયાંથી અધિક થતો ? ૧૯

પણ ગુણનો ભંડારજ આખો,
મિથ્યા કરનારો;
એકજ દોષ વસે તેનામાં,
દૈવ સબળ ધારો;
દોષ કદી તે દૂર ન થાયે,
અનિષ્ટ એવું છે;
આયુષ એનું કેવળ બાકી,
એક વર્ષનું છે." ૨૦

નારદનાં એ વચન સુણી,
દિગ્મૂઢ થયા રાજા;
મૂકી નિસાસો બોલ્યા " બેટા !
તજ એ વર રાજા;
અન્ય યોગ્ય કો શોધ પતિ,
આ ઋષિજીયે કે' છે;
એક વર્ષમાં વિધવાપણું તવ,
જોઇ શકું શે' રે ? ' ૨૧

સાવિત્રી ગદગદ થઈ બોલી,
"સુણીએ પિતા ! અહો;
હશે દૈવમાં જેહ લખ્યુ તે,
ભોગવી લઇશ કહો;
પણ મેં મનથી મારા માન્યા,
હૃદયેશ્વર તો એ;
વરી ચૂકી હું તેને ત્યારથી,
ધર્મ સનાતન એ. ૨૨

દીર્ઘાયુઃ કે અલ્પાયુઃ
નગુણા કે ગુણવંતા;
વરી જેહને તે મુજ સ્વામી,
બીજા ભાઈ થતા."
ભાષણ આવું સાંભળી નારદ,
વધા "રાય સુણીએ;
તવ પુત્રી છે શાણી,
જાણે તત્વ ધર્મનું એ. ૨૩

હે ! પુત્રિ ! કલ્યાણ તાહરૂં,
થજો સર્વ રીતે;
અંતરની આશીષ છે મારી,
ફળજો હરિ પ્રીતે;
હે ! રાજા ! સાવિત્રીને,
તું સત્યવાનને દે;
આવી ગુણીયલ કન્યાને છે,
લાયક કેવળ તે." ૨૪

એમ કહી શ્રીનારદ ત્યાંથી,
અંતર્ધાન થતા;
માથે મુનિનું વચન ચઢાવી,
રાજા વન જાતા;
પગ પાળા ચલીને જાતા,
પ્રધાન દ્વિજ સાથે;
દ્યુમત્સેનના મઠમાં પ્હાંચ્યા,
સાવિત્રી સાથે. ૨૫

વંદન કરીને વધા ભૂપતિ,
ધુમત્સેન પ્રત્યે;
" મુજ પુત્રી સ્વીકારો,
પુત્રવધૂ કરીને પ્રીતે;
તમ સુત ગુણીયલ સત્યવાનને,
અંતરથી વરી એ,
તો હું ચરણે શીશ નામું છું,
સ્વીકાર એ કરીએ." ૨૬

સ્વાગત કરીને તેનું બોલ્યા,
ધુમત્સેન રાજા;
"અહો ! હમારાં ધન્યભાગ્ય છે,
વધારી અમ માઝા;
આજ પૃથ્વીમાં સર્વ રાયમાં,
શ્રેષ્ટ તમે થઇને;
રાજભ્રષ્ટને વનવાસીને,
ચાહો તપસીને ! ૨૭

અહો ! આપ બહુ મોટા મનના,
ધીરવીર સાચા;
પણ આ આપની કોમળ બાળકીને,
કાં દુઃખનો ઘા ?
દુઃખ કઠણ વનનું બહુ છે તે,
ખમશે કેમજ એ ?
તેની દયા આણી અંતરમાં,
માફ કરો રે એ." ૨૮

એવું એવું બહુ સમજાવ્યું,
ઘુમત્સેન રાયે;
પણ નહિ માન્યું અશ્વપતિએ.
ના ઇલાજ થાયે;
અંતે દાન સ્વીકાર્યું તેડયા,
આશ્રમવાસીને;
સાધ્યું કારજ લગ્ન તણું,
બધું પ્રેમે સહુ મળીને. ૨૯

કન્યાને કરીયાવરમાં નિજ,
રાજ્ય બધું દીધું;
પણ વનવાસ પ્રીતિથી,
ઘુમત્સેને નવ લીધું;
સંતોષી પાછો વળીઓ,
નૃપ કૃતાર્થ થઇ એથી;
સઘળાંનાં મન સંતોષાયાં.
વિધવિધ રીતેથી. ૩૦

સત્યવાન યે સર્વ ગુણોથી,
ગુણીયલ પત્નીને;
પામીને સંતોષજ પામ્યો,
ધન્ય ગણે નિજને;
સાવિત્રી યે ઇચ્છાવરને,
પામી અંતરથી;
બહુ આનંદે મન માંહે.
મલકાતી શીલવતી. ૩૧

પિતા ગયા પછી સાવિત્રીએ,
વસ્ત્રો આભરણો;
સર્વે કાઢી વલ્કલ પહેર્યાં,
પ્રેમ થકી જાણો;
સાસુ સસરા ને સ્વામીની,
સેવામાં મંડી;
સ્હેજે સહુનો પ્રેમજ પામી,
સેવાપંથ ચઢી. ૩૨

અતિ આનંદે કાળ ગાળતાં,
સર્વે એજ વટે;
એવે વર્ષ પૂરૂં થાવામાં,
દિવસો ચાર ઘટે;
નારદજીએ કહેલ ભૂંડો,
દિન આવે પાસે;
સંભારી સાવિત્રી બાળા,
કઇ કંઈ વિમાસે ! ૩૩

પણ આવ્યું એ સંકટ તેથી,
ડરવે શું સરશે ?
ધીર ધરી મનમાંહી ઉપાયજ,
શોધ્યે કાર્ય થશે;
કોને એ ભૂંડું ભાવી નહિ,
કહેવું યોગ્યજ છે;
જાતે બનતું કરવું એવો,
નિશ્ચય કરતી તે. ૩૪

આરંભ્યું વ્રત તુર્તજ તેણે,
ત્રણ દિન રાત્રીનું;
નિરાહાર થઇ બેઠી કરવા,
સાધન ભક્તિનું;
એવું એ વ્રત જોઇ બોલે,
દ્યુમત્સેન રાયે;
" બેટા ! એ બહુ સંકટનું વ્રત,
નહિ તુજથી થાયે. ૩૫

માટે તે તું તજીદે સેવે,
અમને જે પ્રેમે,
તેજ શ્રેષ્ટ છે સર્વ વ્રતોમાં,
શાને દુઃખ પામે ?"
સાવિત્રી વદતી " હે તાત ! ન
સંતાપિત થાઓ;
સુખરૂપ એ વ્રત પૂરૂં કરીશજ,
દ્યો આશીષ લ્હાવો. " ૩૬

એમ લઇને રજા કર્યું વ્રત,
પૂર્ણજ બધું તેણે,
ચોથો દિવસજ ઉગ્યો ભૂંડો,
ભાવી દુઃખ જેણે;
ત્યારે બોલ્યા દ્યુમત્સેન "ઓ !
પુત્રિ ! જો આજે,
ચાર દિવસ તું ઉપવાસી રહી,
આજે કંઇ ખાજે. ૩૭

વ્રત તો કીધું પૂર્ણ જ બેટા !
હવેય ના ખાયે ?"
"સાંજે ખાઇશ તાત !" કહે છે,
સાવિત્રી ત્યાંયે.
વ્રત પૂરૂં કીધાને અંતે,
સસરા સાસૂને,
ને વિપ્રોને નમી સૌભાગ્યની,
આશીષ પામી તે. ૩૮

એવે પરશુ ખાંધે લઇને,
નિકળ્યા વન જાવા;
સતીએ ત્યાં નિજ પતિને દીઠા,
ભાવી કંઈ થાવા;
પૂંઠળ નીકળી સાવિત્રી,
મર્યાદા ગઈ ભૂલી;
એજ દિવસ ભૂંડો છે તે,
આગળ સઘળું ભૂલી. ૩૯

સત્યવાન જોઈ શરમાયે,
ને અટકાવે તેને;
પણ સાવિત્રી તે દિવસે નવ,
કાંઈ કહ્યું માને;
"મુજ સાથે જો આવે તો તું,
આવ ભલે વારૂ;
પણ વડીલોની આજ્ઞા વિણ તો,
એવું નહીં સારૂં !" ૪૦



દંપતિ વનગમન

શ્રી સુ. અ. મો. બ્રા. ત્રિ. સભા
પ્રકાશિત 'સાવિત્રી ચરિત'

A 3341-Lakshmi Art, Bombay, 8

એવું પતિનું વચન સાંભળી,
સાવિત્રી દોડી;
પાય પડી આજ્ઞા માગે,
સાવિત્રી કરજોડી !

" આજ આર્ય સાથે વનમાં,
જાવા ઈચ્છું છું હું;
ખીલેલું વન જોવાની છે,
મુજને હોંસ બહુ. " ૪૧



## ઉત્તર ખંડ.



વનલીલા આનંદે દંપતી,
જોતાં રે જાતાં;
સ્નેહસરિતમાં જાય વહ્યાં,
શાં કલ્લોલ કરંતાં;
ચક્રવાકનું જોડું જાણે,
સ્વચ્છંદે વિહરે;
પણ રે ! હાય ! શકે સંયોગજ,
છેવટનો એ છે. ૪૨

ચક્રવાકી શી સાવિત્રી ઘડી,
ઘડીએ સ્મરણ કરે,
પ્રેમાનંદે મગ્ન બાળકી,
શકે છળીજ મરે !
પ્રભુકૃપાનું સ્મરણ કરી,
મનમાં ઘટિકા ગણતી,
સાવિત્રીના કોમળ મનપર,
આ શી આપત્તિ ? ૪૩

ખીલેલું વન, પુણ્ય શકે,
વ્હેનારી નદી સારી;
ભીષણ રૂપ ધરી ઉભા,
પર્વત શોભા ભારી.
જોતાં ફલફૂલ વીણ્યાં તેણે,
કાષ્ટ રહ્યાં કારી,
પરશુ થકો તે મલ્લસમો વીર,
તોડે થડ ભારી. ૪૪

એ સમયે સતી પાસે હતી,
ચિંતવતી ભાવીને;
ભયભીત પણ બહુ ધીર બની,
ઉભી જીભ ચાવીને.
" શું થાશે ! શેં થાશે ભાવી !
અનિષ્ટ અહીં મારૂં !"
ચપળા ચપળ નયનથી ચોગમ,
શોધી રહી કે શું ? ૪૫

એવે થાક અતિશય લાગે,
સત્યવાનને જ્યાં;
પરશુ મૂકી ભૂપર બેઠો.
શ્રમિત થયેલો ત્યાં.
"એજ એજ એ ભૂંડી ઘટિકા !"
એવું કંઈ લવતી,
પતિવ્રતા પાસે આવીને,
પ્રિયપતિને પૂછતી. ૪૬

"નાથ ! કહો શું થાય ?
કેમ છે ? બહુ થાકયા વારૂ ?
મમ ઉત્સંગે લો વિશ્રાંતિ,
થાયે કંઈ સારૂં."
ખોળામાં શિર મૂકી તરતજ,
સત્યવાન પોઢે;
પાલવથી વાયુ વિંઝતી સતી,
બેઠી વીલે મોઢે. ૪૭

એકાએકજ એવે એક,
અલૌકિક પુરૂષને;
સત્યવાનની પાસે ઉભો.
દીઠો રે! તેણે;
રાતી રાતી આંખ અને,
તેજસ્વી બહુ દીસે;
શુભ વસ્ત્ર પરિધાન કર્યાં;
પણ દીઠે ભય ભાસે. ૪૮

"ઓ! મા! આ હું છળી મરૂં,
કે શું?" એવું ભાસ્યું;
સાવિત્રીએ આંખ મીંચી ક્ષણ,
એકજ વિમાસ્યું.
ધ્યાન ધર્યું પતિરૂપ પ્રભુનું,
ધીરજ બહુ આણી;
મનોદેવતા બહુ બળવાન,
થયા એવું જાણી. ૪૯

આંખ ઉઘાડી તેહ પુરુષને,
પ્રણામ કરી બેઠે;
સાવિત્રી પૂછે "છું રાજી
અહો! આપ દીઠે.
પણ છો આપ અમાનુષ કોઇ;
કે છો કોણ કહો,
દૈવત કોઇક આપ દીસો છો,
શોં આવ્યાછ અહો!" ૫૦

તેહ પુરુષ બોલે "હે ! બાળે !
યમરાજા હું છું;
સત્યવાનનું આયુષ ઘટતાં,
લેવા આવ્યો છું !"
એમ કહીને સત્યવાનના
અચેત દેહ પરે,
નાંખીને યમપાશજ પ્રાણો,
તેના સઘ હરે. ૫૧

પુરૂષ એક અંગુષ્ઠ માત્રનો,
બનાવીને તેનો;
પાશથી બાંધી યમે લીધો,
ત્યાં માર્ગજ દક્ષિણનો.
સત્યવાનના મૃતક દેહને,
પડતો મૂકે છે;
સાવિત્રીય થઈ દુઃખી અતિશય,
પાછળ જાયે છે ! ૫૨

"હાય ! હાય!" કરતી ને રડતી,
કેશ પીંખી નાંખે !
થોડી ક્ષણ મોહે ઘેરાતાં,
રડતી કંઇ ભાખે,
પછી થતી સાવધ ને ગંભીર,
કર્તવ્ય વિચારે;
એવે યમરાયેજ નિહાળ્યું,
પાછું વળી ત્યારે. ૫૩

સાવિત્રી યે પૂંઠળ આવે,
 એવું જોઈ ખરે;
યમરાજ કહે "હે ! સાવિત્રી,
 વળ તું પાછી રે;
પતિની પૂંઠે જેટલું સ્ત્રીએ,
 આવવું યોગ્યજ છે;
તું તેટલું આવીછ હવે,
 જઈ ઉત્તરકાર્ય કરે." ૫૪

સાવિત્રી બોલી "શું બોલ્યા !
 ધર્મ રાજ એ છે !"
મારે તો જ્યાં જાય પતિ ત્યાં,
 જાવું યોગ્યજ છે.
મુજ સ્વામીને આપ લઇ,
 જાઓ છો રે ! જ્યાં એ;
છાયા સરખી પાછળ જાવું,
 ધર્મ સનાતન એ. ૫૫

તપને વ્રતના પ્રભાવથી વળી,
 ગુરૂની ભકિતથી;
પરમેશ્વર રૂપ પતિ વિષેની,
 મારી નિષ્ઠાથી;
મને મળી છે સર્વ સ્થાનમાં,
 જવા તણી શકિત;
જેમ આપના કૃપાપ્રસાદે,
 મળે સર્વ શકિત. ૫૬

ડાહ્યા પુરૂષો નીતિ તણાં,
વચને દર્શાવે એ;
પગલાં સાથે સાત ભયેથી,
મૈત્રી ત્યાં થાયે.
તો મારે ને ધર્મ! આપને,
મિત્રપણું થાતું;
મિત્રાઇ સંબંધથી સુણજો,
કહું જે યોગ્ય થતું. ૫૭

દેહજ્ઞાની આચરવાને,
ધર્મ ન શ્રમ કરતા;
નહિ વનમાં ગુરૂઘેરે આશ્રમ,
રહેલો આચરતા;
વાનપ્રસ્થ વળી ના થઇ તેઓ,
જ્ઞાન ગુણે ગળતા;
પણ વિજ્ઞાનાદિ થકી ધર્મ,
નીતિ શ્રેષ્ઠજ થાતાં. ૫૮

વર્ણાશ્રમના વિભાગમાં જે,
ધર્મ જગે વ્યાખ્યો.
સત્પુરૂષોએ પુરુષાર્થોમાં,
શ્રેષ્ઠ કરી થાપ્યો,
સત્પુરૂષોએ સ્થાપેલા,
માર્ગે સર્વે જાતા;
સહુ પુરૂષાર્થોમાં શ્રેષ્ઠ ધર્મ,
સંતો એવું ગાતા. ૫૯

હું પણ ચારે પુરૂષાર્થોમાં,
ધર્મનેજ ચાહું;
અર્થ અનર્થ કરે એવા,
કામે દુઃખજ માનું;
મોક્ષતણું યે સાધન તે તો,
ધર્મ ગણાયે જો;
તેજ ધર્મને અનુસરતી પતિ,
પાછળ જાઉં તો." ૬૦

સાંભળીને યમરાજ વદે,
"તુજ ધર્મબુદ્ધિ ઝાઝી;
આ તારાં ગુણવચનો સાંભળી,
થયો બહુ રાજી,
સત્યવાનના જીવિત વિના કંઇ,
માગ માગ બાળા,
પ્રસન્ન છું હું તુજપે પછી તું,
ફર પાછી બાળા." ૬૧

સાવિત્રી કરી પ્રણામ બોલે,
"અહો ! કૃપા થઇ જો;
સસરા મારા રાજભ્રષ્ટ ને,
અંધ વને છે તો;
થાય દેખતા આપ પ્રસાદે,
થાય સબળ રાજા;
ચક્રવર્તી કો થયા ન એવા,
એવી વધો માઝા." ૬૨

યમધર્મ કહે "બાળે!
થાશે એમ નકી વારૂ;
આશીર્વાદજ મારો છે,
થાશે તેથી સારૂં;
તારા માર્ગ વિષે બહુ ગ્લાનિ,
ભરી હું નિરખું રે,
પાછી ફર તુજને ન હવે,
શ્રમ થાઓ કંઈજ ખરે." ૬૩

" અહો !" કહે સાવિત્રી,
" સ્વામી સમીપે શ્રમ શાનો?
જ્યાં ભર્તા ત્યાં મારી ગતિ એ,
નિશ્ચય કરી માનો;
સ્વામી તો વિશ્રામનું સ્થાનક,
સ્ત્રીઓને અમને;
તો અહીં મારે શ્રમ તે શાનો?
સુણો કહું તમને. ૬૪

પ્રભુ આપ છો દેવ અને,
હું નિર્બળ મનુષ્ય છું;
ને વળી ધર્માચરણુ વિષે જો,
આશ્રય આજ ચહું;
સત્પુરૂષો તો ધર્માચરણે,
ઉત્તેજન આપે;
સદા ગણીને ધર્મ અમિત્ર,
પરેયે દયા કરે. ૬૫

અમ માનવીને અમમાં નથી,
જેવો વિશ્વાસજ રે;
તેવો સત્પુરૂષોમાં સન્-
મિત્રોમાં તેથી જ રે;
આપ થયા સન્મિત્ર અને,
સત્પુરૂષે શ્રેષ્ઠજ છો;
મારો ચે વિશ્વાસ આપમાં,
અનુપમ થાય અહો! ૬૬

એકવાર સજ્જનની સંગત,
શ્રેય કરે બહુધા;
તેથી શ્રેષ્ઠજ ગણે મિત્રને,
પુરૂષો જે ડાહ્યા;
સત્પુરૂષો ને સન્મિત્રોની,
સંગત વિફળ નથી,
એનો સત્ય અનુભવ મુજને,
થયો તમારાથી. ૬૭

તો વળી મારા માર્ગ વિષે,
કશી ગ્લાનિ નિરખો છો!
મારૂં તો સર્વસ્વજ અહીં છે,
જાઉં ક્યાં હું અહો?
સજ્જન મિત્ર તણી કે સ્વજન,
તણી સંગતિ માંહે;
સદૈવ વસવું ધર્મ સનાતન,
કેમ તજું હું ચે?" ૬૮



સાવિત્રી-યમ-સંવાદ

શ્રી સુ. અ. મો. બ્રા. વિ. સભા
પ્રકાશિત 'સાવિત્રી ચરિત

A 3341-Lakshmi Art, Bombay, 8

ધર્મ વદે "સાવિત્રિ ! સાચાં,
વચનો બોલી તું;
બુદ્ધિમાનનીય બુદ્ધિ વધારે,
એવાં માનું હું;
હૃદયંગમ મીઠાં હિત વચને,
પ્રસન્ન છું હુંયે.
સત્યવાનનાં જીવિત વિના કંઈ,
માગ બીજી વારે." ૬૯

સાવિત્રી વદતી "મુજ સસરા,
રાજ્યજ પામીને:
સ્વધર્મ કદી ના તજે રાજ્યની,
લક્ષ્મી પામીને.
સ્વર્ગનાં ય સ્વારાજ્ય તણો તો,
ધર્મજ થંભો છે;
માટે માગ્યો બીજો વર એ,
આપ પ્રસન્ન છતે." ૭૦

ધર્મ વદે વળતા "હે ! બાળે !
ધન્ય મતિ તારી !
તુજ સસરા નહિ સ્વધર્મ તજશે,
જા આપ્યું ધારી;
હવેય તું પાછી ફર બાળે !
બહુ દૂર આવી છે.
જા બાપુ ! પાછી જા વ્હેલી !
બહુ મોડું થયું છે." ૭૧

બાળા બોલે "સ્વામી સમીપે,
દૂરપણું શાનું ?
આપ સમા સજ્જન સન્મિત્ર,
સમીપે દૂર શાનું ?
જતાં જતાં રસ્તે વળી કંઇ,
હું બોલું તે સુણજો.
અજ્ઞ તણા વચનોનો દ્વેષ ન,
જ્ઞાનીને થાતો. ૭૨

સત્પુરૂષો તો સત્ય વડે.
રવિને અજવાળે છે,
ને તપથી ધરણીને,
ધારકશકિત એ દે છે,
ધર્મ વડે સહુ જીવોના,
આશ્રય રૂપે તે છે;
સંતજનો સંતજનોથી,
કદી દુઃખ ન પામે છે. ૭૩

સત્પુરૂષો મન વાણી કર્મે,
સહુનું હિત કરતા;
સ્વાર્થ તજીને જીવમાત્રના,
રક્ષક થઇ ફરતા.
સંતો જે પર કૃપા કરે તે,
સફળ થઇ જાયે;
નિઃસ્વાર્થી ઉપકાર તણું
અનુપમ દૃષ્ટાન્તજ એ. ૭૪

વિવસ્વાનના પુત્ર તમે છો,
    પ્રતાપી યમરાજા;
માટે વૈવસ્વત એવું છે,
    નામ તમારૂં હા;
ધર્મ જએ સમતોલજ રાખી,
    પ્રજા સર્વ પ્રાણો;
ધર્મરાજ પડયું નામજ એથી,
    થયા બહુ કાળો." ૭૫

યમ બોલ્યા " બાળે ! સુકુમારિ !
    બહુ મર્મનું બોલી;
તરશ્યાને પય જેવું વ્હાલું,
    તેવું તું બોલી;
સત્યવાનનાં જીવિત વિના કંઈ,
    માગ ત્રીજી વારે;
આપીશ તુજને પ્રસન્ન છું હું,
    કરવે હિત તારે !" ૭૬

ત્યારે તે બોલી " પૃથ્વીપતિ,
    પિતા માહરા જે;
કુળવૃદ્ધિ કરનારા સદ્ગુણી,
    શત સુત પામો તે;
એટલું માગું આપ કને જો,
    પ્રસાદી મોટી છે,
સત્પુરૂષોની સંગતિ સવ,
    રીતે ફળદાયી છે." ૭૭

સુણીને યમ બોલે "સાવિત્રી!
આપું આશીષ એ,
અશ્વપતિને તેજસ્વી સદ્દગુણી,
સો સુત થાયે;
કુળની વૃદ્ધિ થાઓ તેથી,
એ આપ્યું તુજને;
હવેય બાપુડી! વળ તું પાછી,
દૂર આવે શાને?" ૭૮

બોલી સાવિત્રી "હો દેવ!
તમે તો ધર્મરૂપે!
કેવળ ઈશ્વર છો તે જાણ્યું,
પણ ન બધી રીતે;
પ્રાણીના અંતરમાં રહીને,
નિયમન કરનારા;
યમધર્મ રૂપી પ્રભુને હોજો,
નમસ્કાર મારા. ૭૯

નવ જાણું હું અજ્ઞ આપને,
બોલું ફાવે તે,
પણ મનવાણી કર્મે સત્પુરૂષો,
નવ દ્રોહ કરે.
ઉલટ અનુગ્રહ કરીને આપે,
દીન અમોલ અહા;
સત્પુરૂષોનો ધર્મ સનાતન,
આજે જોયો હા!" ૮૦

યમરાય કહે " પુત્રિ ! બોલી,
તું વચનો જે જે;
મેં ક્યાંયે સાંભળીયાં નથી,
અદ્યાપિય તેવાં તે;
બહુ પ્રસન્ન થયો છું બેટા !
તુજપે હું આજે;
સત્યવાનનાં જીવિત વિના કંઈ,
માગજ તુજ કાજે !" ૮૧

સાવિત્રી સાષ્ટાંગ પ્રણામ,
કરીને બોલે છે,
" પિતા ! કૃપાળુ થયા તો આપો,
માગું છું હું જે;
સત્યવાનથી મુજને સો સુત,
તેજસ્વી થાએ !
સદ્‌ગુણીને કુલવૃદ્ધિકર્તા,
દેવ ! હું માગું એ." ૮૨

ત્યારે યમ બોલ્યા " જા બેટા !
તથાસ્તુ ! એમ થશે,
હવેય પાછી ફર તું બીજું,
આપું માગ મશે !"
સતી કહે " હું પતિ વિના નહિ,
બીજું કંઇ ધારૂં;
પતિ વિના ન વળું હું પાછી,
પિતા કરો વારૂં ! ૮૩

સુકૃત વિણુ જો સ્વર્ગ મળે,
તવ કૃપા થકી મુજને;
નાશવંત તે દુઃખદ નાંપજે,
શું કરૂં હું તેને!
ધર્માચરણે પ્રેમ મને જો,
દેવ દયાળુ છો;
પ્રાણુપ્રભુ વિણ ધર્મ્યભકિત,
હું કોની કરૂં અહો! ૮૪

સત્પુરુષોની સત્યધર્મપે,
પ્રિતિ હોયે છે,
સંતો તો કદી ધર્મ પાળતાં,
વ્યથા ન પામે છે,
સત્પુરૂષોની સંગતિ તો કદી,
વિફળ નહિ થાયે;
સત્પુરૂષોથી કોઇ પ્રાણીને,
દુઃખ ન કદી થાયે! ૮૫

આર્યોનો સદ્ધર્મ જ એવો,
પરાર્થ હેતુનો;
પરાર્થ કરતાં અડચણુ ન જુએ,
ધારો એ તેનો;
બોલ્યું પાળવા તણો ટેકયે,
તેનો મોટો છે;
વળી પિતા કદી પુત્રીને,
વિધવા, રે! નવ કરશે. ૮૬

સ્વામી વિના નહિ જીવન ધારૂં,
સ્વર્ગ નકામું છે,
સુખ સંપત્તિ સ્વર્ગાદિકમાં,
મારે સ્વામી છે;
સો સુતનો વર આપ્યો,
તો પછી પતિ મુજ પાછા દો;
બોલ્યું વચન કરી સાચું,
નિજ પુત્રી પાળી લો." ૮૭

પાશ થકી બાંધેલા પ્રાણો,
સત્યવાનના જે,
છોડયા તરતજ યમરાયે,
ને વદ્યા પ્રેમથી તે;
" પુત્રિ ! આ તુજ ભર્તા મેં
મૂકી દીધો આ જો;
થાઓ તમ કલ્યાણ હઉં,
આશીષ સુખીયાં થાજો." ૮૮

અંતર્ધાન થયા કહીને,
સાવિત્રીય વળી ત્યાંથી;
સત્યવાંનનો દેહ પડયો ત્યાં,
આવી વેગેથી;
સચેત થઇને બેઠેલા,
આઘેથી જોઈને;
હરખે અશ્રુ ગળતે આવી,
આલિંગી પ્રેમે. ૮૯

આળસ મોડી ઉઠતાં બોલે,
સત્યવાન ત્યારે;
"પ્રિયે ! સુતો તુજ ખોળે આવ્યું,
કોણ અહીં ત્યારે!
તેજસ્વી કો પુરૂષ ભયાનક,
આવ્યો તો અહીં કે ?
ગયો કહીં તે કહે વલ્લભે !"
પૂછે એમ જ કે !" ૯૦

સતી કહે "હું કહીશ કાલે,
હમણાં રાત્રી છે;
અહીંજ આજે રાત્ર ગાળીયે,
કયાં જઇશું સધે !
ઘોર વને હિંસક પ્રાણીઓ,
બિહામણું બોલે;
અંધારે અથડામણ કેટલું,
દુઃખ ન કાં છોડે ?" ૯૧

પતિ કહે "ના ના રે ! જઇશું,
ઘેરે રાત્રીએ;
માતપિતા સંતાપ કરતાં,
હશે કેટલું યે;
અંધ અને વળી વૃદ્ધ વડીલો,
તણી લાકડી હું;
હું વીણ તેની દશા હશે શી ?
ઘેર નકી જાવું." ૯૨

એમ કહીને સત્યવાન ને,
સતી ઘરે ચાલ્યાં;
આશ્રમમાં એવે શી ગત,
થઇ તે સુણજો હાવાં.
દ્યુમત્સેન તો દૃષ્ટિએ પામ્યા,
યમને વરદાને;
પ્રસન્ન થઇને જોવા લાગ્યા,
નવાઇ બહુ માને ! ૯૩

રાત પડી પણ પુત્ર ન આવ્યો !
માત પિતા શોચે,
તેહ તપોવન શોધ્યું સઘળું,
નદી સરોવર ચે,
શોકાકૂલ થઈ રડતાં બાલ્યા—
વસ્થા યાદ કરી;
આશ્રમવાસી ઋષિઓ મળીયા,
દેતા ધીર ખરી. ૯૪

બહુ રાત વીતો એવે,
સઘળાં બેઠાં છે જ્યાં.
કુશળ તેમને જોઈ વડીલો,
બહુ હર્ષ જ પામ્યાં;
સત્યવાનને સાવિત્રી
આશ્રમમાં પેઠાં ત્યાં;
“ દ્યુમત્સેન શેં દૃષ્ટિ પામ્યાં?”
સો પૂછવા લાગ્યાં. ૯૫

"બેટા ! તું કંઈ જાણુતી હોશે ?"
ધુમત્સેન પૂછે;
તારે પગલે મારૂં શુભ છે,
કહે હોય જે તે."
વિનય ધરીને સાવિત્રીએ,
વીતક કહ્યું તેને;
નારદજીએ ભાખ્યું તું,
ત્યાંથી આરંભીને. ૯૬

યમરાયે વરદાનો આપ્યાં,
તે પણ વિસ્તાર્યું;
સાંભળીને સૌ ઋષિઓ હરખ્યા,
"ધન્ય" ! વદે છ સહુ,
વૃદ્ધો આનંદાશ્રુ ગાળે,
કંઠ ભરાયો રે;
ધન્યવાદ વરસાવે ઋષિઓ,
સાવિત્રી ઉપરે. ૯૭

"દુઃખ મહીં ડુબ્યું 'તું કુળ,
આ ધુમત્સેન કેરૂં,
સાધ્વિ ! સાવિત્રી ! તેં તારાં,
સતીત્વથી તાર્યું;
માતપિતાનુંયે શુભ કીધું !
ધન્ય ! ધન્ય ! તુજને.
જોડું જીવો વરસ ચારસો,
એમ આશીષયે છે!" ૯૮

એમ કહી સ્વસ્થાને જાતાં,
સર્વે પ્રાત: થયે;
સાવિત્રી શીશ નામે સાસુ,
સસરાને પાયે;
વૃદ્ધોને તો હરખ શોક,
મિશ્રિત ભાવો ઉપજે;
ગળું રૂંધાયું ! એક શબ્દયે,
બોલી ન શકે તે. ૯૯

આશીષ અંજલિ રચી ઉચર્યાં,
જેમ તેમ તેઓ;
"બેટા તેંજ અમોને અક્ષય,
આશીષવર આપ્યો;
દેવી તું છે ! તો તુજને શી,
આશીષ રે ! દઈએ!
શત કોટી કલ્યાણ કરંતી,
તુજને શું દઈએ ? ૧૦૦

તુંજ અમારી ભાગ્ય દેવી થઈ,
પ્રાપ્ત અમોને યે;
બેટા ! એજ અમારૂં સુકૃત,
ધન્ય થયાજ છીએ;
યોગક્ષેમદાત્રી તું ! તારાં,
યોગક્ષેમ કાજે;
આશીષ દેવા યોગ્યપણું નથી,
અમમાં રે ! સ્હેજે. ૧૦૧

તોય અંતરાશીષ અમારી,
બાપુ! એવી છે;
થાવ જુગેજુગ નામ અમર તમ,
પાવન જનને છે."
એમ કહી આનંદે સર્વે,
મગ્ન થઇ વિરમે;
એવે શાલ્વથી પ્રધાન જુના,
આવીને પ્રણમે. ૧૦૨

દ્યુમત્સેનને કહેછ તેઓ,
"સુણીએ હે રાજા!
વૈરી અપણો શાલ્વદેશનો,
થયો હતો રાજા;
આપત્તિ છે આજ તેહને
અમે કરી ભારી;
સૈન્ય સજ્જ છે આપણું ચાલો,
સંધિ છે સારી;" ૧૦૩

દ્યુમત્સેન તે પ્રધાન સાથે,
સહુકુટુંબ જાયે;
યુદ્ધ કરી નિજ રાજ્ય મેળવી,
સહજ સુખી થાયે;
સો સુત અશ્વપતિ પામે ને
વળી સાવિત્રીયે;
પિયર પનોતી, ભાગ્યલક્ષ્મી,
શી સતી શીલવતી એ. ૧૦૪

સતી સાવિત્રી એકવડે બહુ,
કુળ તરીયાં દુઃખથી !
સતી શિરોમણિ નામ અમર બહુ,
જુગમાં થયું તેથી;
સન્નારી કુળતારણ જ્યાં,
ત્યાં વસે દેવતાઓ;
સન્નારી સાક્ષાતજ ગૃહની,
દેવી એમ લહો. ૧૦૫

ઉન્નતિક્રમમાં અર્ધો હિસ્સો,
જેનાથી મળતો;
તેને જે જન ભૂલી ખપતા,
શ્રમ તે ફોક થતો;
પ્રાચીન સંસ્કૃતિ પ્રમાણ થતી,
સન્નારી સરજાયે;
આએ હિસ્સો ઉન્નતિનો,
સિદ્ધજ એથી થાયે. ૧૦૬

બાળાઓને બોધક એવું,
ચરિત્ર આ કાવ્યે;
બાળાઓને ચરણે ધરીયું,
આજે સદ્ભાવે;
બાળાઓ ! ગુણજ્ઞાનશીલથી,
ઉત્તમ થઇ જાઓ;
સાવિત્રીસમ નામ જુગેજુગ,
અમર થઇ જાઓ. ૧૦૭

સહુ સાથે અમ રક્ષણ થાઓ,[1]
સાથે ભોગવીએ;[2]
સહકારે થઇ શક્તિમંત,[3]
સહયોગી થઇ રહીએ;
સૂર્ય સમા તેજસ્વી ગુરૂના,[4]
સહુ શિષ્યો થઇએ;
પ્રેમ પરસ્પર પોષી,[5]
સહુ, ઉન્નતિ સાધી લઇએ. ૧૦૮




---

१ सहनाववतु । २ सह नौ भुनक्तु । ३ सहवीर्यं करवावहै । ४ तेजस्विनावधीतमस्तु । ५ मा विद्विषावहै ।

# નોટેશન.



સૂચના:—પ્રસ્તુત કાવ્ય ખંડિત સવૈયા છંદમાં છતાં તે નીચે પ્રમાણે જુદી જુદી ઢબે લોકપ્રિય ગાયનની લયમાં ગાઇ શકાય છે. હાર્મોનિયમના મંદ્ર સપ્તકના સૂર નીચે આડી લીટી કરેલી છે. તાર સપ્તકના સૂર બાળબોધ લિપિમાં બતાવ્યા છે. બાકીના સૂર મધ્ય સપ્તકના છે. કોમળ સૂરપર અર્ધચંદ્ર બતાવી તાલ બતાવવાને અક્ષર પર ઉભી લીટી કરી છે.

(૧) કવાલી.

મં દ્ર દે શ માં હું તા ન રે પ તિ<br>
ગ પ પ પ પ પ પધ પ પ મ ગ<br>
અં શ્વ પ તિં ના મેં ... ... ... ...<br>
ગ ધ ધ ધની ધનીસા નીધનીધપધપ ... ...<br>
ધર્માત્મા ગૌ બ્રાહ્મણુ પાલક ... ... (ઉપર પ્રમાણે)<br>
પ્ર જા ત ણું હિ ત એ જ રા ય નો<br>
ગ સા સ સા સ રી સાનીધ ધનીસાની ધ<br>
શ્રે ષ્ઠ ધ ર્મ ક હી એ ... ... ... ...<br>
ગ ધ ધ ની ની સા નીધનીધપધપ ... ...<br>
અશ્વપતિએ અન્ય• ... ... (પહેલી લીટી પ્રમાણે)

(૨) ( દક્ષિણી પવાડો ).

મ  દ્ર  દે  શ  માં  હ  તા  ન  ર  પ  તિ
પ  પ  પ  પ  પધૅ  મ  પમ  પ  ધૅ  ની  ધૅપ
અ  શ્વ  પ  તિ  ના  મે ...  ...  ...  ...  ...
મપ  પ  મ  ગૅમ  ધૅપ  મ ...  ...  ...  ...  ...
ધ  ર્માં  ત્મા  ગૌ  બ્રા  હ્મ  ણ  પા  લ  ક  ...
ગૅરે  ગૅરે  સા  રે  ગૅ  મ  મ  પધૅ  પ  મ  ...
ત  ત્પ  ર  શુ  ભ  કા  મે  ...  ...  ...  ...
ગૅરે  ગૅ  રી  સ  રી  મ  ગૅ  ...  ...  ...  ...

( ૩ )

મ  દ્ર  દે  શ  માં  હ  તા  ન  ર  પ  તિ
પ  પ  પ  પ  પધ  પૅ  પૅ  પ  પૅ  ગ  ગમ
અ  શ્વ  પ  તિ  ના  મે  ...  ...  ...  ...  ...
રેગ  મ  ગ  રે  નીસા  રે  ...  ...  ...  ...  ...
ધ  ર્માં  ત્મા  ગૌ  બ્રા  હ્મ  ણ  પા  લ  ક  ...
ગ  ગ  ગમ  ગમ  રેગ  રે  સ  ની  ધધ  ધ  ...
ત  ત્પ  ર  શુ  ભ  કા  મે  ...  ...  ...  ...
પધ  પ  ધ  ની  રે  નીધ  પ  ...  ...  ...  ...

(૪) ભૈરવી—( પતિ વિના પ્રમદાના મનના પૂરાય...એ રાગે )

લઇ લેને લ્હાવો,
    સ્વજનહિતનો શુદ્ધ મનથી.–૩

ન જા તું છલકાઇ,
    જનમ લઇને ઉંચજ કુળે,
નથી ઉંચું નીચું,
    કુદરત વિષે તું કયમ ભુલે ?
ચહે જો મોટાઇ,
    કર પર હિતે કાર્ય જ મથી.
લઇ લેને લ્હાવો,
    સ્વજનહિતનો શુદ્ધ મનથી.–૪

થયું શું જો વિદ્યા,
    વિવિધ રીતની તું ભણી ચુકયો ?
તને જો લોકોએ,
    નૃવર કહીને સુજ્ઞ ગણીયો ?
સુધારી જ્ઞાતિનાં,
    લઘુ શિશુ જનો ખૂબ શ્રમથી,
લઈ લેને લ્હાવો,
    સ્વજનહિતનો શુદ્ધ મનથી.–૫.

મહા મોંઘો લ્હાવો,
    ખચિત મળીયો પૂર્વ બળથી,
નહીં શાને લેવો,
    સુખદ ભરીયો જેહ ફળથી ?
"સમર્પી આસુઃને,
    તન મન ધનેથી પણ લઉં,"
ઘટે લેવું એવું
    'પણુ' જ શપથેથી જન સહુ.–૬

પ્રભાશંકર જયશંકર પાઠક.

# શ્રી સુરત અઠ્ઠાવિશી મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભા.

જે સંવત ૧૯૭૨ ના શ્રાવણ વદ ૬ ને શનિવારે શ્રી મુંબઇમાં સ્થપાઇ છે, જેનો વર્ષારંભ ચૈત્ર સુદ ૧ થી ગણાય છે, જેનો વહીવટ સુરત જીલ્લાના પ્રતિષ્ટિત અને વિદ્યાવિલસુ મોઢ બ્રાહ્મણો કરે છે, જે પાત્ર વિદ્યાભ્યાસિઓને શિષ્યવૃત્તિઓ, પારિતોષિકો વિગેરે આપી જ્ઞાતિમાં વિદ્યાવૃદ્ધિ કરી રહી છે, અને જેણે એ પ્રકારે અત્યાર સુધીમાં લગભગ દશહજાર રૂપિઆનો એ ખાતે વ્યવહાર કર્યો છે, તેના સભાસદ **(માત્ર વાર્ષિક ત્રણ રૂપિઆના લવાજમે)** થઇ યા અન્ય રીતે તેના હિતાર્થે યથાશક્તિ ભોગ આપી જ્ઞાતિ સમસ્તનું હિત સાધતી **આ એકજ સંસ્થાને અમર બનાવવાનું પુણ્ય સંપાદન કરો.** આ પરોપકારી કાર્યમાં ઉકત જ્ઞાતિનું કલ્યાણ ઇચ્છતી વા વિદ્યાવૃદ્ધિ ચાહતી કોઇ પણ વ્યકિત ભાગ લઇ શકે છે. વધુ વિગત માટે મંત્રીને નિચેને પત્તે મળો, યા પત્રથી ખુલાસો મેળવી યોગ્ય કરો.

ઠે. ઠાકોરદ્વાર રસ્તા
જીતેકરની ચાલી,
મુંબઇ—નં. ૨

**કાર્યાલય:—**
**શ્રી મોઢ બ્રાહ્મણ**
**વિદ્યોત્તેજક સભા.**